


ઉપયોગી વિદ્યાકળા ગ્રંથમાળા, મણકો ૧ લો.

# જંગલની જડીબુટ્ટી.

## પ્રથમ ભાગ.



લેખક,
વૈદ્યશાસ્ત્રી સામળદાસ સેવકરામ.

ઉપયોગી વિદ્યાકળા ગ્રંથમાળા, મણકો ૧ લો.

# જંગલની જડીબુટ્ટી

## ભાગ ૧ લો.

લેખક,

**વૈદ્યશાસ્ત્રી સામળદાસ સેવકરામ.**

પશુ ચિકિત્સા, નૂતન હુન્નર સાગર વિગેરેના કર્તા.

પ્રકાશક.

**વૈદ્યશાસ્ત્રી સામળદાસ સેવકરામ.**

મેનેજર-વિદ્યાકળા પ્રચારક મંડળ

વડાગામ-વાયા-તલોદ.

એ. પી. રેલવે.



પ્રથમાવૃત્તિ. ]  પ્રત ૧૦૦  [ સને ૧૯૧૭

કિંમત વાર્ષિક ફાળો પોસ્ટેજ સાથે રૂા ૦-૬-૦

છુટક નકલ એકના રૂા ૦-૮-૦ પોસ્ટેજ જુદુ.

# પ્રસ્તાવના.

પૂર્વે બ્રહ્માનું મસ્તક જ્યારે વીરભદ્રે છેદન કર્યું હતું, ત્યારે અશ્વિની કુમારોએ તેનું ફરીથી સંધાન કર્યું હતું; તે અન્ય ઉપાયોથી નહિ પરંતુ માત્ર જડીબુટ્ટીના પ્રતાપથીજ ! એજ વૈદ્યોએ ચ્યવન ઋષિની જરાવસ્થા ટાળી પુનઃ યુવાવસ્થા બક્ષી હતી તે પણ જડી બુટ્ટીથીજ ! રામ, રાવણના વિખ્યાત યુદ્ધ પ્રસંગે લક્ષ્મણને લાગેલી મૂર્છા સુષેણ વૈદ્યેવાળી હતી તે પણ તેનાથીજ ! અને દેવોએ સમુદ્રમંથન કરી અમૃત ઉપજાવ્યું તે પણ જડી બુટ્ટીઓના મંથનથીજ.

આ પ્રમાણે જડી બુટ્ટીઓના દીવ્ય ગુણોનું જ્ઞાન અતિ પ્રાચિન કાળથીજ ચાલ્યું આવે છે. છતાં આજ કાલ તેનું જ્ઞાન ધરાવનારા વીરલા થઇ જવાથી કે કાંતો આજકાલના સુધરેલા ગણાતા જમાનાના સુધરેલા જનોની તેમાં આસ્થા નહિ રહેવાથી, પોતાને થયેલા દરદના સબંધમાં એકાદ વૈદ્ય અગર એકાદ ગામડીઓ જડીબુટ્ટી સબંધી કંઇ ઇલાજ બતાવે તો તે હવામાં ચાલ્યો જાય છે. પરંતુ એકાદ ડૉકટર વિલાયત કે અમેરિકામાં બેઠાં બેઠાં ન્યુસપેપરોદ્વારા પોતાના ઔષધનાં મરજીમાં આવે તેવાં બણગાં ફુંકે તો પણ તેની વાત ઉપર એકદમ વિશ્વાસ મૂકવામાં આવે છે. અને તેની વાતને એક મહાન્ શોધ માની તેના તરફથી પ્રસિદ્ધ થયેલી પેટન્ટ દવા ખરીદવાને બજારમાં દોડાદોડ થાય છે.

અમે એમ કહેવા નથી માગતા કે દરેક પેટંટ દવાઓની ખબરો અતીશયોક્તિ ભરેલી હોય છે. પરંતુ તેઓ પૈકી ઘણી ખરીઓમાં શું સત્યતા સમાએલી હોય છે, તેનો ખ્યાલ તો જેઓએ "સિક્રેટ મેડીસીન" અને મોર 'સિક્રેટ મેડીસીન" નામનાં પુસ્તકો વાંચ્યાં હશે તેઓની કલ્પનામાં આવીજ ગયો હશે. અને તેથી એવાં ઔષધો ખરીદનારા જ્યારે નિરાશ થાય છે, ત્યારે જોગી, જતી અગર ઊંટ વૈદોના પાલે પડી પારો, ગંધક. સોમલ, હરતાલ વિગેરેની અનેક અશુદ્ધ બનાવટો ખાઇ થએલું દરદ મટાડવાના બદલે બીજાં અનેક દરદોના ભોગ થઇ પડે છે. તે કરતાં જો અતિ પવિત્ર, નિર્ભય, કદી પણ અવગુણ નહિ કરનારી, સરળતાથી મળી શકનારી અને અલ્પ મૂલ્યવાળી છતાં અમૂલ્ય ગુણ કરનારી જડીબુટ્ટીઓના વપરાશનો વિશેષ પ્રચાર થાય, તો દરેક વ્યક્તિને અને તેમાં પણ વળી ગરીબ વર્ગને વિશેષ ફાયદો થાય એમ ધારી, આ પુસ્તકની એક નાનકડી આવૃત્તિ સને ૧૯૦૮ માં પ્રગટ કાઢવામાં આવી હતી. જે લોકપ્રિય થઇ ટુંક સમયમાં ખપી જવાથી આ સબંધિનું એક મોટું પુસ્તક પ્રસિદ્ધ કરવા વિચાર હતો. પરંતુ એકી વખતે સામટી કિંમત ખર્ચી સાધારણ સ્થિતિનાં મનુષ્યો તેનો લાભ લઇ શકશે કે કેમ? એવી શંકા ઉપસ્થિત થવાથી, તેમજ અમારી તરફથી ઉપયોગિ વિદ્યાકળા ગ્રંથમાળા" નામની સીરીઝ શરૂ થવાથી, આખું પુસ્તક એકદમ નહિ છાપતાં કેટલાએક ભાગોમાં થઇ પૂર્ણ કરવાનો નિશ્ચય થવાથી, તૈયાર મેટરમાંથી માત્ર થોડોજ નમુનો આ પ્રથમ ભાગ તરીકે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. તે જો વાંચકવૃન્દને ઉપયોગિ થઇ પડશે

તો બાકીનો વિષય બીજા કેટલાએક ભાગોમાં થઇ પૂર્ણ કરવામાં આવશે.

આ પુસ્તકમાં આવેલી જડીબુટ્ટીઓના ગુણદોષ કેવળ મનની કલ્પના પ્રમાણે લખવામાં આવ્યા નથી, પરંતુ ચરક, શુશ્રુત, વાગ્ભટ્ટ, ધન્વતરી, સારંગધર. ભાવમિશ્ર, બંગસેન, ડો. ડીમક. ડો. વોટ. ડો. એન્સલી. ડો. ખોરી, ડો. મુઇદીન શેરીફ, ડો. દાજીભાઊ, ડો. સખારામ અર્જુન, ડો. દત્ત, ડો. સર ભાલચંદ્ર કૃષ્ણા. સર દીનશા માણેકજી, ધન્વંતરી સ્વરૂપ વૈદ્યરાજ ઝુંડુભટ્ટજી. પનવેલના પ્રખ્યાત કારખાનાના ચાલક વૈદ્યરાજ વિષ્ણુ કૃષ્ણ પુરાણિક, પ્રસિદ્ધ પત્ર વૈદ્ય કલ્પતરૂના સંપાદક વૈદ્ય પંચાનન જટાશંકર લીલાધર ત્રિવેદી, પ્રસિદ્ધ હકીમ અકબરખાન, મખજનઉલ અદ્વીઆના કર્ત્તા વિગેરે અનેક પ્રાચીન અર્વાચિન દેશી, વિદેશી મહાશયોએ ગુજરાતી, ઈંગ્રેજી, અરબી, ફારસી મરાઠી, હીંદી, સંસ્કૃત વિગેરે ભાષાઓમાં લેખો, પુસ્તકો અગર અભિપ્રાયો દ્વારા જણાવેલા પોતાના અનુભવોનો આધાર લેવામાં આવ્યો છે. તેમજ અનેક સાધુ, સંતો, મહાત્માઓ, ગામડીઆઓ, ડોસીઓ વૃદ્ધ વૈદ્યો વિગેરેની સેવા કરતાં તેઓની કૃપા દૃષ્ટિથી પ્રાપ્ત થયેલી પ્રાસાદિક જડીબુટ્ટીઓનો અનુભવ લેતાં જે સત્ય રહસ્ય સમજવામાં આવેલું તે ખુલ્લાદીલે વર્ણવવામાં આવ્યું છે. આ બદલ વાંચકોની વિશેષ ખાત્રી માટે પ્રસંગોપાત્ દરેક વિષય જે જે ગ્રંથ અગર લેખમાંથી લીધેલો છે તે ગ્રંથ, લેખ તેમજ તેના લેખક મહાશયનું નામ અને તે સંબંધમાં અમારો જાતિ અનુભવ દર્શાવવામાં આવ્યો છે. જે ઉપરથી આ પુસ્તકને

પ્રમાણુ ભૂત બનાવવાને માટે અમોએ લીધેલા શ્રમનો કંઇક ખ્યાલ વાચક વૃન્દને આવશે.

આ પુસ્તકની પ્રથમાવૃત્તિમાં પ્રથમ દરેક*રોગનું નિદાન આપી પછી તેને લગતા જડીબુટ્ટીના ઉપચાર આપવામાં આવ્યા હતા, પરંતુ એમ કરવા જતાં પુસ્તકનું કદ વધી જવાના ભયથી જડી-બુટ્ટીઓના ગુણુ બદલ જોઇએ તેટલી સ્પષ્ટતાથી પ્રમાણુ આપી શકાયાં નહોતાં. અને તેથી આ વખતે એ સ્ટાઇલ ફેરવીને એટલે દરદોનો ક્રમ છોડી દેઇને કેવળ જડીબુટ્ટીઓનો ક્રમ રાખવામાં આવ્યો છે. અને તેથી પુસ્તકની સ્ટાઇલ તદન નવાજ સ્વરૂપમાં ફરી જવાથી, બીજી આવૃત્તિ નહિ ગણતાં નવિન આવૃત્તિ ગણુવામાં આવી છે.

વળી આ વખતે આ પુસ્તક સ્વતંત્ર રીતે નહિ, પરંતુ ઉપયોગિ વિદ્યાકળા ગ્રંથમાળાના પ્રથમ મણુકા તરીકે પ્રગટ થાય છે. આ ગ્રંથમાળાનાં દરેક પુસ્તકો ગ્લેઝ કાગળોમાં કાઢવા વિચાર હતો, પરંતુ આજકાલ કાગળોના ભાવો એટલા વધી પડયા છે કે, સારાં પ્રતિષ્ટિતપત્રો કે જેઓ પ્રથમ ગ્લેઝ કાગળોમાં પ્રગટ થતાં હતાં, તેઓએ પોતાનું લવાજમ વધારવા છતાં પણુ પોતાની સ્થિતિ જાળવી ન શકાયાથી રફ કાગળોમાં પ્રગટ થવા લાગ્યાં છે. તો આ ગ્રંથમાળા કે જે હજુ આજેજ જન્મ પામે છે, અને જયાં સુધી જનસમાજ તરફથી તેને યોગ્ય આશ્રય ન મળે ત્યાં સુધી પોતાના જાત શ્રમ અને કુદરતી કૃપા ઉપર ટકી રહેવાનું છે; તેનાથી પોસ્ટેજ સાથે વાર્ષિક લવાજમ માત્ર સવા કે દોઢ રૂા. જેટલી રકમમાં

ગ્લેઝ કાગળોનું સાહસ ખેડી શકાય તેમ ન હોવાથી, વગર ઇચ્છાએ રફ કાગળોનો દેહ ધારણ કરાવાની ફરજ પડી છે. પરંતુ ઇશ્વર કૃપાથી હાલનો યુદ્ધ પ્રસંગ જો જલદી શાન્ત પામી કાગળોના ભાવમાં ઘટાડો થશે તો, ત્યાર પછીના દરેક મણકાઓને ગ્લેઝ સ્વરૂપમાં પ્રકટ કરવામાં આવશે. એજ સુજ્ઞેષુના કિમ્ બહુના.

વડાગામ,
વિજયાદશમી.

આપનો,
**વૈદ્યશાસ્ત્રી સામળદાસ સેવકરામ.**



# વિદ્યાકળા પ્રચારક મંડળ
## તેનો
# ટુંકો ઇતિહાસ અને ઉદ્દેશ.

---

ત્રિકાળદર્શી મહાત્માઓના મુખકમળમાંથી નિકળી પ્રચારને પામેલી અતકર્ય સામર્થ્યવાળી પ્રાચીન વિદ્યાકળાઓ હાલના સમયમાં નષ્ટપ્રાય થતી જોઇ, તેઓનો યથાશક્તિ શોધ કરી અનુભવ લેતાં જે સત્ય રહસ્ય સિદ્ધિમાં આવે તે, તેમજ અર્વાચિન વિદ્વાન રત્નોથી શોધાએલી ઉપયોગી ગુપ્ત વિદ્યાઓ પ્રકાશમાં લાવવાને આ સંસ્થા લગભગ ત્રીશેક વર્ષ ઉપર સ્થાપન થઇ હતી જેના ઉત્સાહિત ચાલકોએ આખા આર્યાવર્ત્તમાં પ્રવાસ કરી જેઓને પ્રાચિન—અર્વાચિન ગુપ્ત વિદ્યાઓ માહિત છે, જેઓએ તેનો અભ્યાસ કરેલો છે, જેમને તેનો પ્રબળ અનુભવ થયેલો છે, એવા સાધુ, સંત મહાત્માઓ પાસે વસી ઘણા કાળ સુધી તેઓની સુશ્રુષા કરતાં, તેઓના મુખમાંથી જે જે ઉદ્દગારો નિકળતા તે લખી લીધા છે. વનૌષધિ સબંધિ જ્ઞાન ધરાવનારા સેંકડો રાનીજનોની મુલાકાત લીધી છે. સ્વેચ્છાએ આમતેમ વિચરતા તેમજ દીલ્લી પાસેની સેંકડો મસીદોના ખંડેરોમાં પડી રહેનારા, નિર્મળ નર્મદાના પ્રવાહની પરિક્રમા કરનારા, તેમજ હરદ્વાર, પ્રયાગ વિગેરેના ઢોળાવ પ્રત્યે

ધાનારા સેંકડો સંન્યાસીઓ, બ્રહ્મચારીઓ, જતીઓ, જમાતો, પીરો, ફકીરો વિગેરેની સાથે જ્ઞાનચર્ચા ચલાવી છે. તેમજ યોગ, મંત્ર, તંત્ર, જ્યોતિષ, વૈદ્યક, હુન્નર, કળા વિગેરેને લગતાં સંસ્કૃત, ઇંગ્રેજી, મરાઠી, હીંદી, ગુજરાતી, બંગાળી વિગેરે ભાષાઓમાં લખાએલાં–છપાએલાં અનેક પ્રમાણિક પુસ્તકોનું અધ્યયન કરેલું છે. એ રીતે ત્રીશેક વર્ષ સુધી એકસરખી દીક્ષા ધારણ કરી તન, મન, ધનના અસીમ ભોગે શોધ–ખોળ ચલાવતાં પોતાને મળેલા અનુભવનું કંઇક દિગ્દર્શન પ્રસંગોપાત્ આ સંસ્થા તરફથી નાનકડાં પુસ્તકો સ્વરૂપે પ્રગટ કરવામાં આવતું હતું. જે જનસમાજ તરફથી સારા સત્કારને પાત્ર થવાથી પોતાનો બધો અનુભવ નિયમિત પ્રગટ કરવાને **"ઉપયોગી વિદ્યાકળા ગ્રંથમાળા"** નામની પદ્ધતિ ગ્રહણ કરવાનું સાહસ આજથી આરંભવામાં આવે છે. અને આશા રખાય છે કે તે લોકોપયોગી નિવડી પૂર્વવત્ જનસમાજની પ્રીતિનું પાત્ર થઈ પડશે.

---

# દરદો અને તેના ઉપાયો.

---

# શુદ્ધિપત્રક.

| પૃષ્ટ. | લાઇન. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૬ | અણીવાળા | અણીવાળાં |
| ૨ | ૪ | એના | એનાં |
| ૨ | ૧૬ | એક્ષાર | એનોક્ષાર |
| ૨ | ૨૦ | કરા | કરી |
| ૬ | ૧ | તેઓન | તેઓને |
| ૮ | ૧૪ | રીકે | તરીકે |
| ૧૧ | ૧૯ | ભારગી | ભારંગી |
| ૧૪ | ૨ | વાવરવા | વાપરવા |
| ૧૫ | ૯ | શુદ્ધિમ | શુદ્ધિમાં |
| ૧૮ | ૧૯ | અનુભય | અનુભવ |
| ૨૮ | ૧૬ | રહેલા | રહેલો |
| ૩૮ | ૨૨ | પોતાના | પોતાની |
| ૫૧ | ૧૦ | લાગ્ગી | લાગી |
| ૫૨ | ૨૦ | કાચા | કાચાં |
| ૬૧ | ૨૧ | વચમાંનો | વચમાંના |
| ૬૧ | ૨૨ | લેવો | લેવા |
| ૬૩ | ૨૦ | માળા | માવા |
| ૭૭ | ૪ | ગાંડા | ગાંડો |

| | | | |
|---|---|---|---|
| ૮૧ | ૧ | અડધાકલાકે | દર અડધાકલાકે |
| ૮૮ | ૧૭ | દીધકાળ | દીર્ઘકાળ |
| ૧૦૦ | ૧૧ | અસખ્ય | અસંખ્ય |
| ૧૧૪ | ૮ | ઝાડમાંને | ઝાડમાંનો |
| ૧૧૬ | ૧૨ | પાવેલ | પનવેલ |
| ૧૧૭ | ૪ | મયાળે | મથાળે |
| ૧૧૫ | ૮ | ૮૩ | ૮૦ |

---

# ચાલુ વર્ષમાં બહાર પડનારાં બીજાં પુસ્તકો.

**વિશ્વદૃષ્ટિ**—અથવા ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળની વાતો જાણવાની વિદ્યા.

આજકાલના ઘણાખરા ગ્રંથ કર્ત્તાઓ જેમ લખે છે તેમ આ પુસ્તક મંત્ર, તંત્ર, યંત્ર અથવા તો જ્યોતિષ, રમલ વિગેરેના આધારે લખવામાં આવ્યું નથી. તેમજ હઠયોગની મુસીબત ભરી ક્રિયાઓ પણ વર્ણવવામાં આવી નથી. કિન્તુ યોગીઓમાં ચાલતી કેટલીએક સુગમ ગુપ્ત ક્રિયાઓ વર્ણવવામાં આવી છે, કે જેથી દરેક સાધારણ મનુષ્ય પણ સહેલાઇથી તેને સાધ્ય કરી ત્રિકાળદર્શી થઇ શકે છે.

**દરેક આવતું વર્ષ કેવું નિકળશે તે જાણવાની વિદ્યા**—માત્ર ગ્રહોના આધારે નહિ, પરંતુ વાતાવરણ, વિદ્યુત્, વાદળ, વર્ષમાં ઉત્પન્ન થતા મહાન્ ગર્ભો, સરકારી વાયુચક્ર શાસ્ત્રીની અવલોકન પદ્ધતિ વિગેરે પ્રાચિન-અર્વાચિન સાયન્સો તેમજ દીર્ઘકાળના જાતિઅનુભવથી લખાએલું હોવાથી આજ સુધીમાં એ સબંધ પ્રગટ થયેલાં પુસ્તકો કરતાં તદન નવિનજ છે.

**ધનવાન થવાય તેવા ઉદ્યોગો**—દરરોજના ઉપયોગમાં વપરાતી વિદેશથી આવતી સેંકડો ચીજો અત્રે બનાવવાની માહિતી આપવા ઉપરાંત, આ દેશમાંથી વિદેશ ઘસડાઇ જતા કાચા માલમાંથી પાકો માલ બનાવવાનાં કારખાનાં કેવી રીતે સ્થાપી શકાય તે પણ બતાવવામાં આવ્યું છે.



# જંગલની જડીબુટ્ટી.

## ભાગ પહેલો.

---

### અઘેડો.

સં. અપામાર્ગ. હિં. ઓંગા, ચિરચિટા. મ. અઘાડા. બં. આપાંગ. ગુ. અંધાડી, અઘેડો. લા. એચિરેન્થિસ એસ્પેરા.

વર્ણન—એના છોડવા ચોમાસામાં ઉગેલા જોવામાં આવે છે અને કેટલીએક જગ્યાએ તે બારેમાસ પણ હોય છે. એની ઊંચાઈ એકથી ત્રણ હાથ સુધી હોય. પાંદડાં લંબગોળ અને છેડે અણીવાળા હોય છે. પાંદડાંના વચમાં ફુલની એક લાંબી મંજરી નિકળે છે, તેના ઉપર બીજ બેસે છે. એની છોડવાઓમાં એક જાતના થડનો તેમજ પાંદડાંનો રંગ રાતો હોય છે, અને બીજી જાતનો રંગ લીલો કે પોળાશ લેતો હોય છે. લાલ જાતને જે ફળ બેસે છે તેના ઉપર કાંટા જેવું હોય છે, એ ઉપરથી એ જાત લાલ અંઘેડી અથવા તો કાંટાવાળી અંઘેડીના નામથી ઓળખાય છે, અને બીજી જાતની ખોડી અંઘાડીના નામથી ઓળખાય છે. આ વનસ્પતિ દરેક સ્થળે થતી હોવાથી સર્વત્ર પ્રસિદ્ધ છે, માટે વિશેષ વર્ણનની જરૂર નથી.

ગુણદોષ—અઘેડો અગ્નિકારક, તીક્ષ્ણ, નસ્ય લેવાથી માથાના કૃમિને દુર કરનાર, ઉલટી લાવનાર, રકતસ્તંભક, રકતાતિસારને દુર કરનાર તથા દાદર, ખરજ અને કફને ટાળનાર છે.

—શોઢલ નિઘંટ.

ઉપયોગ—એનાં બીજનું ચૂર્ણ કરી નાકે સુંઘવાથી માથાની અંદર રહેલો કફ પાતળો થઈ નિકળી જાય છે. તેથી માથાની અંદર થતા કીડાઓ અને તેના લીધે થતો માથાનો દુઃખાવો દુર થાય છે. વળી એના પાંદડાંનો રસ ચાખી હોવાથી રકત પ્રદર તથા રક્તાતિસારને દુર કરે છે, એટલુંજ નહિ પરંતુ શરીરનો કોઈ પણ ભાગ કપાવાથી લોહી વ્હેતું હોય તે ભાગ ઉપર એ રસ ભરવાથી તત્કાળ લોહી વ્હેતું બંધ થાય છે. એના બીજને વાટી ચોખાના ધોવરામણ સાથે ૦ા તોલાની માત્રામાં પીવાથી અર્શમાંથી પડતું લોહી બંધ થાય છે. એ બીજ પચવામાં ઘણાં ભારે હોવાથી જોગી, જતી લોકો તેની ભેંસના દુધમાં ખીર રાંધીને ખાય છે, જેથી ઘણાં દિવસ સુધી ભુખ લાગતી નથી. એનાં બીજ જ્યારે પચવામાં ભારે છે, ત્યારે મૂળીયાં જઠરાગ્નિને પ્રબળ કરવામાં અને અપક્વ વસ્તુને પચવવામાં શ્રેષ્ટ હોવાથી; અજીર્ણ વિષુચિકા વિગેરેમાં વપરાય છે. એના પંચાંગને બાળી કાઢવામાં આવેલો ખાર કફની ચીકાશને તોડે છે, જેથી બલખા સહેલાઇથી નિકળી આવે છે. વળી એ ક્ષાર મૂત્રલ હોવાથી મૂત્રકૃચ્છ, જળોદર, ગુલ્મ વિગેરેમાં પણ સારી અસર કરે છે. એના ક્ષારવાળા પાણીમાં મૂળાનાં બીજ વાટીને ચોપડવાથી શરીર ઉપર નિકળેલા કરોળીઆ નાબુદ થાય છે, એનાં પાંદડાં અને મરીયાંને સાથે વાટી ગોળમાં ચાર ચાર ધણીભારની ગોળીઓ કરી ટાઢીઆ તાવ ઉપર કવીનાઇનના બદલે વપરાય છે. એનાં મૂળનું ચૂર્ણ દરરોજ રાત્રે એક તોલા જેટલું લેવાથી રતાંધળાપણું દુર થાય છે. વળી એના મુળને પાણી સાથે ઘસી આંખમાં આંજવાથી ફુલું મટે છે. એનો ક્ષાર આપવાનું પ્રમાણ એકથી બે વાલ જેટલું છે.

એનાં પાંદડાંને વાટી પોટીસ બનાવી ભમરા, મધમાંખી અને એવાંજ બીજાં જીવડાંઓના ડંખ ઉપર લગાડવામાં આવે છે.

એના મૂળને સુતરના દોરા સાથે બાંધી સ્ત્રીની કમરે બાંધવાથી જલદી પ્રસવ થાય છે. વળી એ ઝાડનો રસ કાઢી જો ગર્ભાશયની અંદર પીચકારી મારવામાં આવે તો ઘણી ઝડપથી વીણુ આવવી શરૂ થાય છે. ડૉકટર યુ. સી. દત્ત કહે છે કે બંગાળાની સ્ત્રીઓ ગર્ભપાતને માટે એનો ઉપયોગ કરે છે, અને તે કાર્ય માટે એની ફુલ વાળી ડાળીઓ ગર્ભાશયની અંદર રાખે છે. મેઝર મોઇદીન કહે છે કે એની ફુલ વાળી ડાળીઓ ઉપર વીંછીને મૂકવામાં આવે તો તેને પક્ષઘાત થાય છે અને તેથી તે ચાલી શકતો નથી. એનાં પાંદડાંનો રસ કાઢી જ્યાં સુધી વીંછીનું ઝેર ચઢયું હોય ત્યાં આગળ લીટા કરવાથી ઝેર નીચે ઉતરવા માંડે છે. જેમ જેમ ઝેર નીચે ઉતરતું આવે તેમ તેમ લીટા પણ નીચે નીચે કરતા આવવું. અને એમ કરવાથી ઝેર છેક ડંખમાં આવે, ત્યારે તે જગ્યાએ એના પાંદડાંની લુગદી બાંધવી જેથી ઝેર નાબુદ થાય છે. મુજરરબાત અકબરીનો કર્ત્તા કહે છે કે બહારથી આવા ઉપચાર કરવાની સાથે અંદરના ઉપચાર તરીકે તેનાં થોડાંએક મૂળીઆં અગર પાંદડાં ચવડાવ્યાં હોય તો તરત આરામ થાય છે. આ કામ માટે સદરહુ હકીમ લાલ અંઘાડીને ઉત્તમ માને છે. અમે પણ ઘણા કેશોમાં આ પ્રયોગનો અનુભવ લીધેલો છે.

અત્યાર સુધી એના વૈદકીય ગુણોનું વર્ણન કરવામાં આવ્યું. હવે જડીબુટ્ટીની રીતે અનુભવેલા ગુણોનું વર્ણન કરીએ.

**ચાંદીની ભસ્મ**—માથે મુકવાની પ્રાઘડીમાં જે સોનેરી કસબ આવે છે તેવા જુના છેડા એકઠા કરીને બાળી નાંખવાથી, પરચુરણ દગો બળી જઇ ચાંદીના જે બળેલા તાર હાથમાં આવે, તેને અઘેડાના રસમાં એક દિવસ ભીંજવી રાખવા. બાદ અઘેડાના છોડને વાટીને કરેલી લુગદીમાં તે તારને મૂકી શરાવ સંપુટમાં ઘાલી કપડમાટી કરી અડધાગજ પુટ જેટલો તેને અગ્નિ આપવો. અગ્નિ ઠંડો પડે ફરીથી બીજી લુગદીમાં મૂકી અગ્નિ આપવો. એમ ત્રણ, ચાર વખત અગ્નિ આપવાથી ચાંદીની ભસ્મ થાય છે. જો આ ભસ્મ રંગમાં કંઇ કાળી થાય તો તેને આંબલીના રસ સાથે ફુંકવાથી સફેદ થાય છે.

**ત્રાંબાની ભસ્મ**—અઘેડાનાં મૂળીયાંની લુગદીમાં ત્રાંબાના શુદ્ધ પતરાને રાખી કપડમાટી કરી ગજપુટમાં ફુંકવાથી બે, ચાર ભઠ્ઠીમાં ભસ્મ થાય છે.

**પારદ બંધન**—અઘેડાની રાખને એક હાંડીમાં ખૂબ દાબી દાબીને ભરવી. પછી તેના વચમાં એક ખાડો કરી તેમાં પાંચ ટાંક પારો ભરી બાકીનો ખાડો કાળા ભાંગરાના રસથી ભરવો. પછી હાંડ્લી ઉપર ઢાંકણી ઢાંકી કપડમાટી કરી નીચે બે પહોરનો અગ્નિ કરવો, જેથી પારો મરણ પામી ધોળા રંગના ખડા જેવો બંધાઈ જાય છે.

**સોમલનું તેલ બનાવવાની રીત**—અઘેડાનો ખાર અથવા સોડા એ બેમાંથી એક ચીજ ચાર તોલા લેઇ, તેમાં સોમલનું ચૂર્ણ આઠ તોલા મેળવી, લોઢાની કઢાઇમાં નાંખી તેમાં ચોવીશ

તોલા પાણી રેડવું અને નીચે ધીમી આંચ કરવી. જ્યારે એ તોલા પાણી બાકી રહે ત્યારે તે કઢાઇને અગ્નિ ઉપરથી ઉતારી લેવી, જેથી કઢાઈ ઠંડી પડતા સુધીમાં પાણીનો ભાગ શોષાઇ જશે અને સોમલનું પ્રવાહી તેલ શેષ રહેશે; તેને ગળીને એક શીશીમાં ભ-રી લેવું.

**ઉપયોગ**—વાયુથી શરીરનો જે ભાગ અત્યંત દુઃખતો હોય તેના ઉપર પાંચ તોલા સરસીઆ તેલમાં એક તોલો આ તેલ મે-ળવી માલીસ કરવું. બાદ એરંડાનાં ગરમ કરેલાં પાંદડાં બાંધવાં. શ્વાસ અને ખાંસીના દરદવાળાને પાન ઉપર લગારેક ચોપડીને આપવાથી ઉલટીઓ થઇ કફ દુર થાય છે. જો ઉલટી ન ખમી શકાય તો સાકર નાંખેલું દુધ પીવાથી શાન્ત થાય છે. કુશળ વૈદ્ય સિવાય બીજાએ આ પ્રયોગ અજમાવવો નહિ.

---

## અનંતમૂળ.

**સં**. સારિવા. **હિં**. કાલીસર, ગોરીસર. કરીયાવાસાઊ. **મ**. ઉપર સાળ. **બં** અનંતમૂળ, શ્યામાલતા, **તૈ**. પન્નાશગંધી. ગુ, અનંત મૂળ, **ઇ**. ઇન્ડીયન સારસાપરેલા, **લા**. હેમીડેશ્મસ્ઇન્ડિક્સ્.

**વર્ણન**—એના વેલા કાળાશ પડતા રાતા ઘેરા રંગના થાયછે. એનાં પાંદડાં જાંબાનાં પાંદડાંને મળતાં ત્રણેક આંગળ લાંબાં થાયછે. શીંગો કડાની શીંગો જેવી આવતી હોઇ, બે, બે શીંગો ભેળી હોય છે, અને તે ફાટે છે ત્યારે તેમાંથી રૂ નિકળે છે. ફુલ ઉપરથી કાળાં અને સફેદ એવાં હોય છે. પાંદડાંમાં ખડીના જેવા સફેદ લીટા

હોય છે. અને તેઓને તોડતાં તેમાંથી દુધ નીકળે છે. એનાં મૂળીયાં વાંકાં ચુકાં હોઇ, ઉપરની છાલ ઘેરા ભુરા રંગની ચીરા પડેલી હોય છે. અંદરના લાકડાનો ભાગ પીળા રંગનો હોઇ તેમાંથી કપુર કાચલીના જેવી સુગંધ આવે છે. મૂળનો સ્વાદ જરા ગળપણ સાથે કડુછો લાગે છે. ડુંગરાઉ જમીનમાં તે પુષ્કળ થાય છે, અને કેટલાએક સ્થળે કાળીવેલ, કાબરનીવેલ એવા નામે પણ ઓળખાય છે.

ઉપયોગ—આ ઔષધમાં રક્ત શોધનનો ઉત્તમ ગુણ રહેલો છે, જેથી અમેરીકન સારસાપરેલ્લાના બદલે તેનો ઉપયોગ થાય છે. અઢી તોલા મૂળને કચરી ચાળીશ તોલા પાણી સાથે રાત્રે ભીંજાવી રાખી બીજા દિવસે તે મૂળીયાં નીચોવી પાણી ગાળી લેઇ આખા દીવસમાં થઇને પીવડાવી દેવાથી હમેંશના કરતાં ત્રણ, ચાર ગણો પેશાબ થાય છે, શરીરમાંથી એકદમ પસીનો છુટે છે, અને ઘણી સખ્ત ભૂખ લાગે છે. જેથી મૂત્ર સબંધી બધા વિકારો, મંદાગ્નિ, રક્તની અશુદ્ધિ, ઉપદંશની ગરમી, વિસ્ફોટક, પ્રદર, પ્રમેહ, જીર્ણ-તાવ, અરૂચિ, સંધિવા, વિષવિકાર, ખાંસી, દમ, ધાતુક્ષીણતા વિગેરેમાં રામબાણ અસર કરે છે. વળી, આખા દિવસમાં થઇ એક દરદીને અઢીને બદલે પાંચ તોલા મૂળીયાં નાંખીને કરેલું ૮૦ થી ૧૦૦ તોલા પાણી પણ પાઇ શકાય છે. વળી અઢી તોલા મૂળીયાંનો ભૂકો, અઢીતોલા સાકર અને ત્રીશ તોલા પાણી સાથે મેળવી ઢાંકણું ઢાંકેલા વાસણમાં દશ મિનિટ સુધી ઉકાળી પછી ગળી લેઈ તેમાં દુધ મેળવી પીવાથી સ્વાદમાં, સુગંધમાં અને રૂચિમાં ચા સાથે એટલું બધું મળતાપણું આવે છે કે અજાણ્યો માણસ ચા હોવાની ભૂલ પણ કરે છે, એટલુંજ નહિ પરંતુ થોડા એક દિવસ

તે પીવાથી ચાહાનું બંધારણ વગર મુશ્કેલીએ છુટીપણ જાય છે. અને ચહાથી થતા અવગુણોને બદલે ઘણી જાતના ગુણો મેળવી શકાય છે. આ મિશ્રણ એટલું બધું સ્વાદિષ્ટ થાય છે કે પોટાસ આયોડીડ નામની ખરાબ રૂચિવાળી દવાપણ તેની જોડે સહેલાઈથી પી શકાય છે. આ મૂળીયાં જેટલાં તાજાં હોય તેટલો વધુ ગુણ કરે છે.

ઉપલસરીનાં મૂળ તોલા દશ, સાકર તોલા ૭૦ અને પાણી તોલા ૬૦ લેઇ, પ્રથમ મૂળીયાંને કચરી પાણી સાથે ઉકાળતાં અડધું પાણી બાકી રહે ત્યારે નીચે ઊતારી ચાર કલાક ઢાંકી રાખી, પછી પાણી ગળી લેઇ તેમાં ખાંડેલી સાકર નાંખી ધીમા તાપે શરબત બનાવવું. આ શરબત બાળકોને બહુ ફાયદો કરેછે, અને તેથી હાલમાં નિકળેલાં ઘણી જાતનાં બાલામૃતો પૈકી ઘણાં ખરાં આ રીતેજ તૈયાર થયેલાં હોય છે.

**સારિવાદિચૂર્ણ**—ઉપલસરી તોલા ૨૦, શતાવરીતોલા ૧૦, રાસ્ના તોલા ૧૦, ચોપચીની તોલા ૧૦, જેઠી મધનાં મૂળ તોલા પાંચ, મોટી હરડેની છાલ તોલા પાંચ, મીંઢીઆવળ તોલા પાંચ, વાવડીંગના તાંદળા તોલા ચાર, તજ તોલા ત્રણ, ઉપલેટ તોલા ત્રણ, લવિંગ તોલો એક, અને મોથ તોલા અઢી સાથે મેળવી ખાંડી ચૂર્ણ કરવું. આ ચૂર્ણમાંથી સવાર, સાંઝ ૦।, ૦। તોલો ચૂર્ણ ફાકી ઉપર દુધ પીવાથી પ્રદર, પ્રમેહ, જીર્ણ તાવ નબળાઇ, ઝાડાની કબજીયત, મંદાગ્નિ, નળબંધવાયુ, આફરો, લોહીબિગાડનાં દરદો વિગેરે દુર થાય છે. પથ્ય પાળવાની જરૂર નથી. પ્રકૃતિને માફક આવે તેવો ખોરાક વાપરવો.

**તામ્રભસ્મ**—ઉપલસરીના મૂળ અને ભોંયરીંગણીનો પંચાગ સાથે ખાંડી બનાવેલી લુગદીમાં શુદ્ધ કરેલાં ત્રાંબાનાં પતાં રાખી કપડમાટી કરી ગજપુટમાં ફુંકવાથી એકાદ, બેપુટમાં ભસ્મ થાય છે, જે ખાંસી, દમ, જીર્ણ તાંવ વિગેરેમાં સારૂં કામ બજાવે છે; અને જઠરાગ્નિને પ્રદીપ્ત કરી અજીર્ણ, ચુંક, શુળ વિગેરેને દુર કરે છે.

---

## આકડો.

સં. અર્ક. મ. રૂઇ, મદાર. હિં: આક લા. Calotropis perocera.

**વર્ણન**—આ ઝાડ દરેક ઠેકાણે થતાં હોવાથી તેનું વર્ણન આપવામાં આવતું નથી. એની લાલ, તથા ધોળી એવી બે જાતો થતી હોઈ લાલ જાતજ દરેક જગ્યાએ સહેલાઇથી મળી શકે છે. માટે અત્રે લખેલા ગુણો લાલ આકડાનાજ સમજવા.

**જડીબુટ્ટી તરીકેનો ઉપયોગ**—એના મૂળની છાલ મરડાના દરદ ઊપર ઘણી અક્સીર માલુમ પડી છે. એ છાલ ઔષધ -રીકે વાપરવી હોય ત્યારે જેમ બને તેમ મોટા ઝાડવાનાં જાડાં મૂળની લેવી, અને તે સુકાવીને તે છાલ ઉપરની માટી કે ધુળવાળી છાલ છરીવતી છોલી કાઢવી; અને તદન ચોખી છાલ રહે ત્યારે તેને કુટી કપડ-છાણ કરી એક મજબુત બુચવાળી શીશીમાં ભરી રાખવી. અને કામ પડે ત્યારે તેમાંથી વાપરવી. ચોખી છાલની ભૂકીનો રંગ ચોખાના લોટને મળતો થાય છે. મરડા ઉપર તેનો નીચે મુજબ ઉપયોગ થાય છે.

આકડાના મૂળની છાલ સોળ તોલા, જીરું આઠ તોલા, જવખાર ચાર તોલા, મોથ આઠ તોલા અને અફીણ ચાર તોલા લેઈ સર્વેનું ચૂર્ણ કરી બે, બે રતીની ગોળીઓ વાળવી. દિવસમાં ત્રણ વખત દરેક ટાઇમે એક, એક ગોળી પાણી સાથે લેવી. આ ઔષધ વાપરતા પહેલાં એરંડીયા તેલનો જુલાબ લેવો, અને કેવળ ચોખાનો ખોરાક રાખવો, જેથી સાદો ઝાડો, મરડો તેમજ લોહી અને પાચ પરૂવાળો મરડો દુર થાય છે.

વળી આકડાની અસર શ્વાસ નલિકા ઉપર ઘણી સરસ થાય છે. તે ઠાલા કફનું શમન કરે છે, અને તેથી ખાલી ઉધરસ, દમ, રક્તપિત્ત, ઉરક્ષત અને ક્ષયમાં આપવાથી ઉધરસમાં સારો ફાયદો થાય છે. આ કામ માટે ખાસ નીચેની બનાવટો વપરાય છે.

આકડાનાં ફુલનાં રવાયડાં અને સિંધવ એ ચાર, ચારવાલ, અફીણ એકવાલ અને અજમો અરધો તોલો એ બધી ચીજો ખાંડી ભેગી મેળવી તેની ચણા જેવડી ગોળીઓ કરવી. કેટલીએક વખતે અજમો નાંખવામાં આવતો પણ નથી.

આ ગોળીઓમાં આકડો સમાયેલો છે, જે ઠાલા કફનું શમન કરે છે, સિંધાલુણ કફની ચીકાસને તોડે છે. અને તેથી તેને બહાર નિકળી આવવાને યોગ્ય કરે છે. આથી જે શ્વાસોશ્વાસની ક્રિયા ઇશ્વરી નિયમ પ્રમાણે શરીરમાં ચાલ્યાં કરે છે તેથી કફ બહાર નિકળી આવે છે. આવી રીતે કફ બહાર નિકળતાં વધારે ઉધરસ થવાની જરૂર છે, અને વધારે ઉધરસ આવવાથી દરદીની છાતી ન દુઃખે, અને તેને વસમું ન લાગે, તેટલા માટે અફીણ જેવી પીડા

શામક દવાની તેની સાથે યોજના કરવામાં આવી છે. જ્યારે દમ ચઢે છે ત્યારે ઉલટી કરવાથી દમની શાન્તિ થાય છે. અને તેવોજ વમન ગુણ આકડામાં રહેલો હોવાથી તે તીક્ષ્ણ દમના સોજાને બેસાડે છે. આવી રીતે દમનો જુસ્સો બેસી ગયા પછી દમ ફરીને ન ઉપડે એવી સાવચેતીના માટે નીચેની દવા વપરાય છે.

આકડાનાં રવાઈડાં એકસો પચ્ચીસને સુકવી તેમાં અક્કેક તોલો જાયફળ, લવિંગ, જાવંત્રિ અને અકલગરો મેળવી બે, બે આની ભારની ગોળીઓ કરવી. અને સવાર, સાંઝ તેમાંથી એક, એક ગોળી આપવી.

વળી હાલની નવી શોધથી જણાયું છે કે એના ફુલનાં રવાચડાં અને મરીયાં સરખા ભાગે લઇ પાંચ, પાંચ ગ્રેનની ગોળીઓ વાળી દિવસમાં ચાર વખત આપવાથી દમ, હીસ્ટીરીયા, વાઇ અને ખેંચતાણના દરદોમાં ઘણોજ સારો ફાયદો થાય છે. વળી એમાં અગ્નિ વર્ધક ગુણ હોવાથી ગુલ્મ, શૂળ, પીડ વિગેરે માટે પણ તેની નીચે મુજબ બનાવટ વપરાય છે.

આકડાનાં પાંદડાં એકસો, કરંજનાં પાંદડાં એકસો, વરણાની છાલ ચાલીશ તોલા, થોરનાં ડોડવાં એકસો તોલા, ભોંયરીંગણીનાં ડોડવાં એકસો, કુંવરનું પાઠું આઠ તોલા, ગુગળ બેતોલા, લસણ વીસ તોલા, સિંધવ વીશ તોલા, કાંકચની છાલ વીશ તોલા, સંચળ બાર તોલા, સુંઠ મરી તથા પીપર મળી વીશ તોલા, કાચ લુણ આઠ તોલા, સમુદ્રનું લુણ ચાળીશ તોલા, બીડ લુણ ચાર તોલા, અજમો અને અજમોદ એ દરેક બે, બે, તોલા, હીંગ ચાર

તોલા, જીરૂં ચાર તોલા, શાહજીરૂ ચાર તોલા, રાઠ સોળ તોલા, ચિત્રો બત્રીસ તોલા, આ બધાંને ખાંડણીથી ખાંડી તેમાં બત્રીશ તોલા આકડાનું દુધ અને સોળ તોલા સરસીયું ઉમેરવું. પછી એક હાંલ્લામાં ભરી તેના મહોડા ઉપર ઢાંકણું ઢાંકી સાંધો બંધ કરી ચુલે ચઢાવી નીચે દેવતા સળગાવવો. જ્યારે અંદરની ચીજો બળી જઇ રાખ થઇ જાય ત્યારે નીચે ઉતારવું, તેમાંથી દર ટંકે અડધા તોલા જેટલું લેઇ છાશ સાથે પીવું.

વિદ્વાન્ ચિકિત્સક રત્ન બંગસેને લખેલો તેના દુધના સંયો-ગથી બનતો નીચે બતાવેલો લેપ અર્શના રોગ ઉપર ઘણો અક-સીર હોવાથી તે સિદ્ધલેપના નામથી ઓળખાય છે.

લીંડીપીંપર, હળદર, શંખની ભસ્મ, સાજીખાર, કરંજનાં બીજ અને પાંદડાં, સિંધવ, નગોડનાં પાંદડાં, ચણોઠીનાં બીજ, ના-ગકેસર, મોરશુશુ, ધંતુરો, કુકડાની હગાર, અજમો અને કુકડવેલનાં બીજ એ બધાં સરખા ભાગે લેઇ ચૂર્ણ કરી, થોર અને આકડાના દુધની ભાવના દઇ પછી ગાયના દુધની ભાવના આપી વારંવાર ખરલ કરી અર્શ ઉપર લેપ કરવો.

વળી ખાંસી માટે તેની નીચે મુજબની બનાવટ પણ વપરાય છે.

અજમો આઠ તોલા, હરડેદળ, બીડલવણ, ખેરસાર, સિંધા-લુણ, હળદર, ઊપલેટ, ભારગી, એલચી, ટંકણ, કાયફળ, અરડુસી, અઘેડાનું મૂળ, જવખાર, સાજીખાર એ દરેક ચાર, ચાર તોલા, અને આકડાનાં ફુલ સોળ તોલા એ બધાનું ચૂર્ણ કરી તેને કુંવારના રસની ભાવના દેવી. પછી એક હાંડલીમાં ભરી મહોડું ઢાંકી કપડ-

માટી કરી ચુલે ચઢાવી અગ્નિ સળગાવી રાખ કરવી. જે મધ સાથે ના થી ના તોલા જેટલી ચાટવી.

---

## આસંધ.

**સં.** અશ્વગંધા. **હિં.** અસગંધ, મ. આસગંધ, કંચુકી, **ગુ.** આહન, આસંધ આસોંદ, ઘોડા આહંધ, **લા.** વીથનીઆ સોમ્નીફેરા Withania somnifera'.

**વર્ણન**—ઘોડા આહંધના છોડવા ચોમાસે ઘણા ઊગી આવે છે, તેમજ ઘણી ખરી જગ્યાએ તે બારે માસ પણ હોય છે. એ છોડવા બેથી ચાર ફીટ ઊંચા વધતા હોઈ એમાં રીંગણીની પેઠે કેટલીએક શાખાઓ નીકળેલી હોય છે. એનાં પાંદડાંનો આકાર ઊભી રીંગણીનાં પાંદડાં જેવો હોય, ફુલ ઘંટ જેવા આકારનાં, ઝીણાં, પીળાશ લેતા લીલા રંગનાં હોય છે, અને ફળો પોપટીના જેવાં હોય છે. એમાં ચોમાસાની આખરે અને શિયાળાની શરૂઆતમાં ઘણું કરીને ફળ જેવામાં આવે છે.

બજારમાં ગાંધીઓના ત્યાં આસંધના નામથી જે મૂળ વેચાય છે તે આનાથી જુદી ચીજનાં છે.

**ગુણ—अश्वगंधापत्रलेपो ग्रन्थि गण्डापचीहरेत् ॥ शो. नि. ॥**

આસંધનાં પાંદડાંનો લેપ ગાંઠ તથા ગલગંડ અને અપચીને દુર કરે છે.

—**શોઢલ.**

**વિવેચન**—આ વનસ્પતિના બીજા ગુણો બતાવવા ઉપરાંત શોધલે ઉપરોક્ત ગુણ બતાવ્યો છે. અને હાલમાં મરકીની ગાંઠ ઉપર એનાં મૂળીઆનો લેપ અકસીર માલમ પડવાથી, વનસ્પતિ શાસ્ત્ર નામે પ્રસિદ્ધ ગ્રંથના કર્ત્તા પોરબંદર સ્ટેટના ફોરેસ્ટ ખાતાના માજી કયુરેટર મહાશય જયકૃષ્ણ ઇંદ્રજી તરફથી સદરહુ સ્ટેટના સને ૧૯૦૩ ના ફેબ્રુઆરી માસની તા. ૧૬ મીના ગેઝેટમાં એક જાહેર ખબર પ્રસિદ્ધ થઈ હતી. તેનો સાર એવો છે કેઃ—

આશરે સાતેક વર્ષ ઉપર એક જૈન સાધુએ એક જડીનો આશરે બે ઇંચ લાંબો અને દોઢ ઇંચ પહોળો એક કકડો પોરબંદરની પાંજરાપોળના મરહુમ મેનેજર શેઠ જેચંદ સાવડીઆને આપેલો હતો. અને ગમે તેવી ગાંઠ ઉપર એ ચોપડવાથી તે ગાંઠ ફુટી જાય છે અને આરામ થાય છે એમ તેને કહ્યું હતુ. એ સાધુ ગયા બાદ કેટલાએક મહીના પછી કમનસીબે પોરબંદરમાં સંવત ૧૯૫૪ ની સાલમાં મરકી ચાલી. ત્યારે મરકીની ગાંઠ ઉપર સદરહુ જયચંદ શેઠે એ જડીનો ઉપયોગ કરેલો, જેથી ચાર પાંચ શખ્સોની ગાંઠો ફુટીને આરામ થયેલો. પછી જ્યારે એ જડીનો માત્ર ૦॥ ઇંચ જેટલો કકડો બાકી રહયો, ત્યારે તેણે તે વખતના અહીંના ચીફ મેડીકલ ઓફીસર સાહેબ ડોકટર હરી શ્રીકૃષ્ણ દેવને એ કકડો દેખાડયો અને તેના ગુણ સબંધી વાત કરી. ત્યારે તેઓ સાહેબે સદરહુ શેઠને મારી પાસે એ જડીની પરીક્ષા કરાવા સારૂ મોકલ્યા. આ જડી સુંઘતાંજ મને આસંધના મૂળીયાના જેવી વાસ આવી. તે ઉપરથી આ સંસ્થાનના નવા બાગમાંથી આસંધનું મૂળીયું કાઢી મંગાવી એ જડીના કકડા સાથે તેની વાસ, સ્વાદ અને આડો-

કાપ આઇ ગ્લાસથી જોઇ મેળવી જોતાં સરખાં લાગ્યાં. જે ઉપરથી આસંધના મૂળનો એક મોટો કકડો જયચંદ શેઠને એજ રીતે વાપરવા આપ્યો. અને ડૉકટર સાહેબ દેવ અને કમ્પાઉન્ડર મી. નરોતમે તેમજ આસીસ્ટંટ ડૉકટર મી. મણીશંકરે પણ પ્લેગની ગાંઠ ઉપર તેને અજમાવતાં સારી અસર જોવામાં આવી. અને ૧૫ ખારવા, ૪ ભોઇ, ૬ તગીયા, બે સીધી, એકમતવો, ચાર બ્રાહ્મણ અને દશ લુહાણા સારા થયા. વળી સંવત ૧૯૫૬ ની સાલમાં બીજી વખત અને સંવત ૧૯૫૮ની સાલમાં ત્રીજી વખત મરકી આવી, ત્યારે પણ ઘણી ગાંઠો સારી થઈ હતી. વળી આસંધ-શ્રોડાકુનનાં મૂળીયાં મરકીની ગાંઠ ઉપર ચોપડાય છે, એ વાત ઘણા લોકોની જાણમાં આવતાં લોકો પોતાની જાતે પણ તેનો ઉપયોગ કરતા હતા.

સને ૧૯૦૨ ના ડીસેંબર માસમાં અમદાવાદમાં ભરવામાં આવેલા પ્રદર્શનમાં આ મૂળીયાં મુકવામાં આવ્યાં હતાં. અને તે જોવા આવનાર ઘણા વૈદ્યો તથા બીજા ગૃહસ્થોને મરકી ઉપર તેનો ગુણ કેવો છે તે સમજાવવામાં આવ્યું હતું, અને અજમાયશ માટે એ મૂળીયાં વડોદરા કલાભુવનના રસાયન શાસ્ત્રી માસ્તર મોતીલાલ છોટાલાલ ત્રિવેદીને આપવામાં આવ્યાં હતાં. ત્યાર બાદ સદરહુ રસાયણ શાસ્ત્રી પોતાના તા. ૧૩—૧૦—૧૯૦૩ ના પત્રમાં લખે છે કે એ મૂળ પાણીમાં ઘસી ચોપડવાથી દશ કેસ સારા થયા છે.

મુંબાઇ સમાચાર વિગેરે કેટલાંએક પત્રોમાં આ મૂળીયાંની જાહેર ખબર છપાવાથી કાઠીયાવાડ, કચ્છ, સિંધ, ગુજરાત, મારવાડ, દક્ષિણ અને ઉત્તર હિંદુસ્થાનમાંના કેટલાએક ગૃહસ્થો તરફથી

આ મૂળીયાં મંગાવવામાં આવતાં આ સંસ્થાન તરફથી તે ખેરાત તરીકે મોકલી દેવામાં આવ્યાં હતાં.

આ મૂળીયાંનો ઉપયોગ કરવાની રીત એવી છે કે:—તાજાં મૂળને પાણીમાં ઘસીને તેને ચંદનની માફક ગાંઠ ઉપર ચોપડવાં, તથા ગાંઠની આજુબાજુ જ્યાં સુધી સોજો હોય, અગર જગ્યા લાલ થઈ હોય તેટલા સુધી ચોપડવું. આ લેપ સૂકાયા પછી તાણ કરે છે, અને તેથી ફેલાએલો સોજો અગર ગાંઠ ઘણું કરીને એક મધ્ય બિંદુએ આવીને ઉપર આવતી જાય છે. જેમજેમ ગાંઠ ઉપર આવતી જાય છે તેમતેમ આજારી બે શુદ્ધિમાં હોય તો શુદ્ધિમ. આવતો જાય છે, અને આખરે ગાંઠ પાકી ફુટી જાય છે. ત્યારબાદ આજુબાજુએ આ મૂળનોલેપ, અને ગાંઠના મુળ ઉપર ઘઉંના લોટની પોટીસ મૂકવાથી પરૂ ખેંચાઇ નિકળી જાય છે. છેવટે સાદા મલમની પટ્ટી લગાડવાથી ગાંઠ રૂઝાઈ જાય છે. મરકીની ગાંઠ ઉપર ચોપડવાને માટે આ દવા ચાલતી હોય ત્યારે પીવાની દવા તરીકે પ્રોફેસર ગજ્જરનું પ્લેગ મીક્ષચર અથવા બીજી કોઇ યોગ્ય દવા વાપરવામાં આવે તો વિશેષ ફાયદો થાય છે.

---

## ઉંટકંટો.

**સં.** ઊત્કંટો, **હિં.** ઊંટ કટીરા, **મ.** ઉતાંડી. **ગુ.** ઊંટકંટો, કાંટાશૂળીયો. **ઇં.** થિસ્ટલ, **લા.** એકીનોપ્સ એકીનટસ.

વર્ણન—એના છોડવા એકથી અઢીફુટ સુધી ઉંચા થાયછે, અને તે શિયાળે જોરમાં હોય છે. તે ઘણા ભાગે પત્થર અને રેતી

વાળી જમીનમાં ઉગે છે, અને જ્યાં સુધી ફુલ ન આવ્યાં હોય ત્યાં સુધી દારૂડીઆ એ ખરાના છોડ જેવા જણાય છે. એનાં ફળ, ડાળી, પાંદડાં અને આખા છોડ ઊપર લાંબા તીક્ષ્ણ કાંટા આવેલા હોય છે. પાંદડાં લાંબાં, કાંટાવાળાં, અને કોર ઊપર વિભાગિત હોય છે. ફુલ ફીકા જાંબુડા રંગનાં કાંટાવાળી ગોળ દડીમાં આવે છે, અને ફળની ઉપર કાંટાનો ગુચ્છ હોઈ તે દરેક કાંટા નીચે એક, એક બીજ જવના આકારનું પણ તેથી નાનું હોય છે.

ઉપયોગ—છેક પ્રાચિન ગ્રંથોમાં એનું વર્ણન જોવામાં આવતું નથી. પરંતુ મધ્યકાળના વૈદ્યોના સમયમાં તેનો એક ચમત્કારીક ગુણ અનુભવવામાં આવ્યો હતો. અને તે એવો કે પ્રસવ સમયે જ્યારે કોઇ પણ સગર્ભા સ્ત્રી અત્યંત કષ્ટાતી હોય અને અનેક ઉપચાર કરવા છતાં પણ પ્રસવ ન થતો હોય તેવા પ્રસંગે એનાં મૂળ પાણી સાથે ઘસીને એક તોલા જેટલા પ્રમાણમાં પીવાથી તરતજ પ્રસવ થતો હતો. કેટલાએક સમય સુધી આ દીવ્ય ઇલાજ ગુપ્તપણે વપરાયા પછી પરોપકારાર્થે શોઢલ નામના વૈદ્યે પોતાના નિઘંટ મારફતે તેને પ્રસિદ્ધિમાં મૂકયો, ત્યારથી આજસુધી સંસ્કૃત જાણનારા અનેક વિદ્વાન વૈદ્યોએ તેનો અનુભવ લીધેલો છે. અમે પણ અનેક પ્રસંગે તેનો ઉપયોગ કરી જોયો છે, અને પ્રસવ સમયના કેટલાએક વિકટ પ્રસંગો જેમાં દાયણો નિરાશ થવાથી ભીડવાઇફોને બોલાવવાની ધામધુમ ચાલી રહેલી હતી, તેવા સમયે પણ એના ઉપયોગથી સઘળી મુશ્કેલીઓ દુર થઇ સુખે પ્રસવ થયેલા છે. દરરોજ દૃષ્ટિ આગળ આવતી એક સાધારણ વનસ્પતિમાં

આવો દીવ્ય ગુણ શમાએલો છે, એ જાણી દરેક વાંચકને કુદરતની અગાધ લીલાનું ભાન થયા સિવાય રહેશે નહિ.

---

## એરંડો.

**સં.** એરંડ. **હિં.** અંડ. **મ.** એરંડોલી. **બં.** ભેરંડ. **ફા.** બેદંજીર. **ઇં.** કૅસ્ટર ઑઈલ પ્લૅન્ટ. **લા.** રિસિનસ કૉમ્યુનિસ. **ગુ.** એરંડો, દીવેલા.

**વર્ણન**—એરંડાનાં બીજમાંથી તેલ નિકળતું હોવાથી દરેક સ્થળે તેનું પુષ્કળ પ્રમાણમાં વાવેતર થાય છે, જેથી વિશેષ ઓળખાણ આપવાની જરૂર નથી. એની મોટી તથા નાની એમ બે જાતો થાય છે. મોટી જાત પારસ એરંડાના નામથી ઓળખાય છે, અને નાની જાત એરંડી કહેવાય છે. વળી એની કેટલીએક જાતિનું લાકડું ઉપરથી તદન લાલ છાલવાળું હોય છે, અને કેટલીએકનું ધોળા ભુરા રંગનું હોય છે, જેથી પણ તેની લાલ એરંડા અને ધોળા એરંડા એમ બે જાતો મનાય છે; પરંતુ બધી જાતોના ગુણ સરખાજ છે.

**ગુણધર્મ અને ઉપયોગ**—બન્ને પ્રકારના એરંડા મધુર, ગરમ, ભારે તથા શુળ, સોજા, કમ્મર અને પેઢુનાં દરદો, માથાની પીડા, ઉદર રોગ, તાવ, અંડવૃદ્ધિ, શ્વાસ, કફ, આફરો, ખાંસી, કોઢ અને આમવાયુને મટાડનાર છે એમ ભાવ મિશ્ર વિગેરે પ્રાચિન ગ્રંથ કર્ત્તાઓ જણાવે છે; પરંતુ જડીબુટ્ટી સંબંધિના શોધકોને એ ઉપરાંત નીચેના અદ્દભૂત ગુણો માલમ પડયા છે.

૧—કોઇ કોઇ સ્ત્રીઓને જ્યારે ધાવણ આવતું એકદમ બંધ પડી જાય છે, ત્યારે ભૂત પ્રેતના વ્હેમમાં પડી બાધા આખડી રાખવામાં ફસાય છે; તેવા પ્રસંગે એરંડાનાં પાંદડાં એક બાચકો લેઇ તેને આઠ, દશ શેર પાણી સાથે એકાદ કલાક ઉકાળવાં, અને પછી સ્ત્રીની છાતી ઉપર તે પાણીની ૦। એક કલાક સુધી ધાર કરવી. બાદ તે બફાએલાં પાંદડાંને ઝીણાં વાટી પોટીસ બનાવી છાતી ઉપર લગાવવી, જેથી થોડાજ કલાકોમાં ધાવણનો પ્રવાહ શરૂ થાય છે.

૨—ચોમાસાના સમયમાં ખરાબ કચરામાં ચાલવાથી પગની આંગળીઓ સડી જાય છે, કે જેને લોકો ઓસાળ થયાના નામથી ઓળખે છે. તેના ઉપર એનું તેલ નીચે બતાવ્યા મુજબ વાપરવાથી તુરત આરામ થાય છે.

લોઢાના કાટોડા અને સુકાં આંમળાં એ બે સરખા વજને લેઈ બારીક વાટી ચૂર્ણ કરવું. પછી તેને છાશની આછ (ઠરી ગયેલી છાશને હલાવ્યા સિવાય ઉપરથી લીધેલી પાણી જેવી છાશ) જોડે મેળવી લોઢાની કડાઇમાં નાંખી ધીમા અગ્નિથી ખદખદાવી લેઇ એક દિવસ રહેવા દેવું. બીજા દિવસે તેમાં એરંડીયું તેલ મેળવી દરદવાળા ભાગ ઉપર ચોપડવું.

મહેરબાન દધાલીઆ ઠાકોર સાહેબ શ્રી અમરસિંહજી સાહેબે આ પ્રયોગનો સેંકડો દરદીઓ ઉપર અનુભવ લીધો છે, અને દરેક પ્રસંગે એક સરખોજ અકસીર માલમ પડયો છે. બેશક ! કોઇ વૈદ્યરાજ અગર ડોકટર સાહેબના અનુભવમાં એવો રામબાણ પ્રયોગ આવ્યો હોત, તો તેને પોતાની એક પેટન્ટ દવા તરીકે મનાવત. પરંતુ સદરહુ ઠાકોર સાહેબે સ્વાર્થ કરતાં પરમાર્થને વિશેષ ફળદા-

ચક સમજી ખુલ્લા દીલે આ પ્રયોગ અમને બતાવ્યાથી જનહિત કાજે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

---

## અંકોલ.

**સં** અંકોટ. **હિં.** ઢેરા. **મ.** અંકોલી. **બં.** આંકડ. **લા.** Alangium Lamarckii. **ગુ.** અંકોલ, આંકલો.

વર્ણન—એનાં ઝાડ જંગલમાં આખા હિન્દુસ્થાનમાં થતાં હોઇ તે પાંચ સાતથી વીશ પચ્ચીશ ફુટ ઊંચાં વધે છે. એની શાખાઓનો રંગ ઘણું કરીને ધોળો હોય છે. પાંદડાં ચારથી ૭ ઈંચ લાંબાં અને એકથી બે ઇંચ પહોળાં તથા લીસાં હોય છે. તેઓનો આકાર તળીએથી લાંબી ટુંકી કોરવાળો અને મથાળેથી બુટ્ટી અણીવાળો હોય છે. ઉપરની સપાટીનો રંગ ફીકો લીલો અને નીચેનો સહેજ પીળાશ લેતો હોય છે. અતિ કોમળ પાન ઉપર વાળની રૂંવાટી હોય છે. પાનનો વાસ ઉગ્ર અને સ્વાદ ખટાશ લેતો કડવો હોય છે. શિયાળો ઉતરતાં એને ખરી ગએલાં પાંદડાંના ખૂણામાંથી ધોળા રંગનાં ઘણું કરી બે, બે ફુલનાં જોડકાં નિકળી આવે છે. જેનો વ્યાસ એકથી દોઢ ઇંચ જેટલો હોયછે, અને સુગંધી જાઇના ફુલને મળતી હોય છે. ફળ કાચાં હોય છે ત્યારે લીલા રંગનાં હોય છે, અને ઉપરની છાલ ચીવટ હોય છે. પરંતુ વૈશાખ, જેઠમાં જ્યારે તેઓ પાકે છે ત્યારે જાંબુ જેવાં કાળાં થઇ જાય છે, અને છાલ એટલી બધી નરમ થઇ જાય છે કે તેને સહેજ દાબતાં તેમાંથી કાંજી જેવો રસ અને ગર્ભ બહાર

નિકળી આવે છે. એ ગર્ભની અંદર એક ઘેરા ભૂરા રંગનો કઠીણ ઠળીઓ હોય છે, જેને તોડતાં તેમાંથી એક બીજ નિકળે છે. આ બીજ ઉપરની છાલ પાતળી અને ફીકા બદામી રંગની હોય છે, જેને નખવડે ખરપી નાંખતાં અંદરથી બીજ ધોળા રંગનું, રસ ભર્યું અને તેલીયું દેખાય છે. ફળનો વ્યાસ ચારથી પાંચ લાઇન અને બીજનો બેથી ત્રણ લાઇન હોય છે. ઝાડ ઘણે ભાગે પુષ્કળ કાંટાવાળાં થાય છે.

**ગુણદોષ**—વાન્તિકારક, રેચક, શોધક, રોપણ, સ્વેદઘ્ન, વિષહર, વિષમય, જ્વરઘ્ન અને શોથઘ્ન.

**ઉપયોગ**—આ એક દિવ્ય ઔષધિ છે, અને જુદાં જુદાં કાર્યો માટે તેનો નિચે મુજબ ઉપયોગ થાય છે.

**સર્પદંશ ઉપર**—એનાં મૂળની છાલ દશ તોલા લેઇ અધકચરી ખાંડી ૧૬૦ તોલા પાણી સાથે ઊકાળતાં, ત્રીશ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેઈ, તેમાંથી દર ૦ા કલાકે પાંચ તોલા લેઇ ગાયના ગરમ કરેલા પાંચ તોલા ઘી સાથે મેળવી પાવાથી સર્પનું ઝેર ઉલટી દ્વારા નિકળી જાય છે. આ પ્રમાણે ઝેર ઉતરી જાય ત્યાં સુધી ક્રીયા ચાલુ રાખી, પછી એક અઠવાડીયા સુધી દર ાજ લીંબડાની ચાર તોલા છાલને ચોસઠ તોલા પાણી સાથે ઊકાળતાં આઠ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેઇ, તેમાં અંકોલ મૂળની છાલનું ચૂર્ણ પાવલી ભાર નાંખી દિવસમાં બે વખત પાવાથી, શરીરમાં મંદ સ્વરૂપે રહેલો ઝેરનો શેષ વિકાર પણ દુર થાય છે.

વછનાગ વધુ પ્રમાણમાં અપાઈ ગયો હોય, અને તેથા ઝેરી ચિન્હો જણાતાં હોય તો પણ ઉપર મુજબ તૈયાર કરેલો કવાથ ઘી સાથે ત્રણ, ચાર વખત આપવાથી ઝેરી અસર નાબુદ થાય છે. હડકાયાં કુતરાંના દરદ ઉપર પણ સુદર્શન ચૂર્ણ તોલો ૦।, અને અંકોલના મૂળની છાલનું ચૂર્ણ તોલો ૦। સાથે મેળવી બે પડીકી કરી, તેમાંથી સવાર, સાંઝ એક એક પડીકી આપવી. એમ ત્રણ મહીના સુધી સેવન કરવાથી શરીરમાં ઉત્પન્ન થનારાં ઝેરી જંતુ- ઓનો નાશ થાય છે, જેથી હડકવા હાલવાનો ભય રહેતો નથી.

ઊંદરના ઝેરથી બગડેલા લોહીને સુધારવામાં આ દવા ઘણી અકસીર છે. ઊંદરના ઝેરથી જ્યારે શરીર ઉપર લાલ ચાંદાં પડેછે, હાથ, પગમાં સખ્ત દાહ અને ચસકા ઉત્પન્ન થઇ દરદીનું સ્વરૂપ પતના દરદીને મળતું થઈ જાય છે, ત્યારે એનાં મૂળની છાલ પા- ણી સાથે ઘસીને ચોપડવાથી સખ્ત ધારાં રૂઝાઇ જાય છે. તેમજ મૂળને પાણી સાથે ઘસીને પીવાથી ઝાડા, ઉલટી થઇ અંદરનું ઝેર પણ દુર થાય છે.

આ ઔષધિથી હડકાયા કુતરાનું, સાપનું, ઊંદરનું અને બિ- લાડી તથા વછનાગનું ઝેર દુર થાય છે તે માત્ર તેના ઝાડા, ઉ- લટી કરવાના ગુણને લીધેજ થાય છે એમ નથી, પરંતુ તેનામાં વિષઘ્ન ગુણો પણ રહેલા છે જેથી વિષ હરવાનું કાર્ય કરે છે.

એનાં બીજના તેલમાં અદ્દભુત રોપણ ગુણ રહેલો હોવાથી, નહિ રૂઝાતા ઊંડા વ્રણમાંથી કહોવાણનો ભાગ દુર કરી નવું માંસ ઉત્પન્ન કરી એકદમ રૂઝ લાવે છે. આ કાર્ય માટે એનાં બીજનો ભૂકો કરી તેને તલના તેલથી ભીંજવી તડકે રાખી સાત દિવસ

સુધી ભાવના આપવી. એક વખત નાંખેલું તેલ શોષાઇ જાય એટલે બીજી વખત નાંખવું. એ પ્રમાણે જેમ જેમ તેલનું શોષણ થતું જાય તેમ તેમ તેલ નાંખતા જવું. એ પ્રમાણે સાત દિવસ કરવું. દરેક વખતે તેલ બીજનો ભૂકો સારી પેઠે ભીંજાઇ રાબડી જેવો થાય તેટલું નાંખવું. પછી તેને એક કાંસાની વાડકી અગર થાળીમાં ચોપડી તે થાળીને બીજી એક કાંસાની થાળી ઉપર ઊંધી ઢાંકી જેઠ, અષાઢના સખ્ત તડકામાં મુકવાથી ઉપરના વાસણમાંથી ટપકી નીચેના વાસણમાં જે તેલ પડે તે એક શીશીમાં ભરી રાખી ઉપયોગમાં લેવું. નહિ રૂઝાતા ઊંડા જખમમાં આ તેલ લગાડવાથી થોડા સમયમાં પુરેપુરી રૂઝ લાવે છે. માથાના ટાલ વાળા ભાગ ઉપર માલીસ કરવાથી નવા કેશ ઉગી આવે છે. તેમજ હરકોઇ જાતનાં બીજને વાવવા પહેલાં જો આ તેલનો પટ દેઇ વાવવામાં આવે તો જલદી ઉગી નીકળે છે. વળી અંકોલનાં પાંદડાં, બીજ, અને ઘોડાવજ તથા આદુને સાથે કુટી ચૂર્ણ કરી તેને મધમાં કાલવી રાખવું. જેમાંથી દર ટાઇમે ઝાડની ઉમરના પ્રમાણમાં પાંચથી દશ તોલા જેટલું લેઇ પાણી સાથે મેળવી આંબાના ઝાડને પાવાથી, ન્હાનું ઝાડ એકદમ વધી મોટું થાય છે. તેમજ ફળ પણ જલદી આવે છે.

અંકોલના ફુલની સૂકાયેલી કળીયો, સૂકાં આમળાં અને હળદર એ બધાં સરખા ભાગે લેઇ ચૂર્ણ કરી, તેમાંથી દર ટાઇમે ૦ા તોલો ચૂર્ણ લેઇ મધ સાથે મેળવીને આપવાથી, પંદર દિવસમા પરમીઓ તેમજ પેશાબ દ્વારા થતો પરૂ જેવો સ્રાવ દુર થઇ મુત્ર નળી સાફ થાય છે. એના મુળની છાલને તડકે સુકવી કપડે ચાળી

રાખી મુકવી. જેમાંથી સવાર, બપોર, અને સાંઝ એમ ત્રણ વખત દર ટાઇમે બે, બે આની ભાર ચૂર્ણ મધ અને આદુનો રસ અથવા ચોખાંના ધોવરામણ સાથે આપવાથી ઝાડો અને મરડો મટી જાય છે. એજ ભૂકી એક વાલ જેટલી લેઈ તેટલાજ લીંડી પીપરના ચૂર્ણ સાથે મેળવી મધ સાથે આપવાથી ખાંસી મટે છે, અને ઊના પાણી સાથે આપવાથી શૂળ દુર થાય છે. ૦। તોલો વાવડીંગના ચૂર્ણ સાથે મેળવી આપવાથી કૃમિનો નાશ થાય છે. પાંચથી દશ ઘઊંભાર જેટલા વજનમાં લેઇ ગરમ: પાણી અગર ચાહા જોડે આપવાથી એન્ટીફેબ્રીનની માફક પરસેવો લાવી તાવને ઊતારે છે. અને બેથી પાંચ ઘઊંભાર જેટલી આપવાથી વિસ્ફોટક, ઉપદંશ. વાતરક્ત, કોઢ વિગેરેમાં રક્તશોધક કામ કરે છે.

અંકોલનાં મૂળની છાલ, દેવદાર, કાળીપાઢનું મુળ, કડાછાલ, ધાવડીનાં ફુલ, લોધર, દાડમની છાલ અને રાળ એ બધાં સરખા વજને લેઇ વાટી ચૂર્ણ કરી ચોખાંના ધોવરામણમાં ચણી બોર જેવડી ગોળીઓ કરવી, અને દિવસમાં ત્રણ વખત દરેક ટાઇમે બે ગોળી મધ સાથે ચટાડવી અગર ચોખાંના ધોવરામણ સાથે આ-પવી; જેથી ઝાડો, મરડો વિગેરે જલદી દુર થાય છે.

એના તેલનું માલીશ કરવાથી હાથ રસ વિગેરેથી શિથિલ થયેલ જનનેંદ્રિય બલવાન થઇ એક માસમાં તેની વૃદ્ધિ થાય છે.

**તામ્રભસ્મ**—એનાં ફળને વાટી લુગદી બનાવી, તેમાં શુદ્ધ કરેલાં ત્રાંબાનાં કાંટે વિંધાય એવાં પાતળાં પતરાંને મુકી કપડમાટી કરી, ગજપુટનો અગ્નિ આપવાથી એકાદ, બે પુટમાં ઉત્તમ ભસ્મ થાયછે.

**સફેદ તામ્રભસ્મ**—તીબ્બે અકબરી નામે ગ્રંથનો કર્તા પ્રખ્યાત હકીમ અકબર ખાન પોતાના મુજરરબાત અકબરી નામના પુસ્તકમાં જણાવે છે કેઃ—પ્રથમ અંકોલના એક મૂળની છાલ લાવી તેને સુકવી વાટી ચૂર્ણ કરવું. બાદ લગભગ સાથળ જેવું જાડું એક બીજું અંકોલનું લીલુ મુળ એકાદ હાથ લાંબુ લાવી તેના મથાળે વચમાં એક વીંત ઊંડા ખાડો કોચી તેમાં ચૂર્ણ કરેલી સૂકી છાલ અડધ સુધી ભરી તેના ઉપર ત્રાંબાનાં શુદ્ધ કરેલાં પત્રાં રાખી ઉપર બીજું સૂકી છાલનું ચૂર્ણ દાબીને ભરવું. ત્યારબાદ તેના ઉપર કપડમાટી કરી એક ગજ લાંબા, એક ગજ પહોળા તથા તેટલાજ ઊંડા ખાડામાં બકરીની લીંડીયો અડધ સુધી ભરી તે ઉપર સદરહુ કપડ માટી કરેલું મૂળ મૂકી બાકીનો ખાડો પાછો લીંડીઓથી ભરી અગ્નિ સળગાવવો. અને શિતળ થયે ખાડામાંથી મુળ કાઢી લેઇ તેના ઉપરની કપટમાટી દુર કરી વચ્ચેથી ત્રાંબાનાં પત્રાં સંભાળથી કાઢી લેવાં, જે પતાસાની માફક ફુલી જઇ કાગળની માફક સફેદ રંગનાં થઈ ગયેલાં હશે. છતાં કદાચ કંઇ કસુર માલુમ પડે તો એજ કૃતિથી તેને ફરી અગ્નિ આપવો. આ ભસ્મ ઘણી ઊત્તમ બને છે અને તે જળોદર, પત, કૃમિ, કોઢ, ઝાડો, મરડો, ખાંસી, દમ, શુળ વિગેરેમાં યોગ્ય અનુપાન સાથે આપવાથી આબાદ કામ બજાવે છે.

આ કૃતિ પ્રમાણે ભસ્મ બનાવનારે પ્રથમ ત્રાંબાને સારી પેઠે શુદ્ધ કરવું જોઇએ. ત્રાંબાનાં પતરાંને અગ્નિમાં તપાવી તપાવીને તેલ, છાશ, કાંજી, ગૌમુત્ર, કળથીનો કવાથ વિગેરે ચીજોમાં ત્રણ,ત્રણ વખત બુઝાવી શુદ્ધ કરવાનો પ્રકાર વૈદ્યોમાં પ્રચલિત છે. પરંતુ

પતરાંના બદલે જો ત્રાંબાનો રસ કરીને બુઝાવવામાં આવે તોજ ઉત્તમ સફેદ ભસ્મ થઇ શકે છે. ત્રાંબુ જલદી નહિ ઓગળતું હોવાથી તેનો રસ કરવામાં મુશ્કેલી પડે છે, માટે દરેક વખતે તેના ભેગો થોડો એક શુદ્ધ સોમલ ઉમેરવામાં આવે તો જલદી રસ થાય છે. સોમલની ધુંમાડી આંખને લાગે તો નુકશાન થાય છે, માટે સાવચેતીથી કામ કરવું. વળી સોમલના યોગવાળી ભસ્મ અત્યંત ગરમ થાય છે માટે ઘણી ઓછી માત્રામાં આપવી. પ્રથમ ૦। ચોખાપુર અથવા તેથી પણ ઓછી આપવી, અને જો તે સહન થાય તોજ વધારે આપવી. વળી આ ભસ્મ ત્રણ, ચાર અગર તો પાંચ સાત દહાડાથી વધારે વખત સુધી ચાલુ રાખવી નહિ. દરદીને જો દાહ થાય તો ઘી પાવું.

અંકોલનાં બીજનું તેલ કાઢવાની રીત ઉપર બતાવવામાં આવી. જેમાં તલના તેલની ભાવનાઓ આપી તેલ કાઢવાની વિધિ લખવામાં આવી છે. પરંતુ તલનાં તેલના સબંધ સિવાય સ્વતંત્ર રીતે બીજમાંથી તેલ કાઢવાની રીતો પણ "રસ રત્નાકર" "રસ રત્ન સમુચ્ચય" વિગેરે પ્રમાણિકગ્રંથોમાં દ્રષ્ટિએ પડે છે. એમાંની એક રીત એવી છે કેઃ—

અંકોલનાં બીજ ઉપર બદામી રંગનું જે પડ હોય છે તે નખવડે ખરપી નાંખી અંદરની ધોળી મીંજોને કાઢી, તે મીંજોનાં મ્હોડાં લગારેક ઘસી નાંખવાં. પછી તે મીંજના મ્હોડા ઉપર ટંકણખારનો થોડોએક લેપ કરવો, અને મીંજના બાકીના ભાગ ઉપર ચણાંના લોટનો લેપ કરવો. બાદ મીંજોને કાંસાની થાળીમાં ભરી તડકે મુ-

કવાથી તેઓમાંથી જે તેલ ટપકી થાળીમાં એકઠું થાય તે બાટલીમાં ભરી રાખી ઉપયોગમાં લેવું.

—રસરત્નાકર.

અંકોલમાંથી તેલ નિકળે કે કેમ ? તથા ત્રાંબાની સફેદ ભસ્મ થાય કે નહિ તે વિષે વૈદ્યોમાં ઘણા મત ભેદ ચાલે છે. નિઘંટ સંગ્રહ ગ્રંથનાકર્ત્તા પ્રખ્યાત વૈદ્યરાજ રૂઘનાથભાઈલખે છે કેઃ—અંકોલનાં બીજની અંદર તેલ સરખું લાગે છે, પણ તેનું તેલ કાઢેલું કોઇ સ્થળે દેખવામાં આવ્યું નથી. તે તેલના ઘણા પ્રયોગો લખેલા છે પણ તે કાંઇ થતા દીઠા નથી.

વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી આર્યનાર્ય ઔષધ નામે પુસ્તકમાં જણાવે છે કેઃ—ત્રાંબાની સફેદ ભસ્મ થતીજ નથી. કેટલાએક જોગી, જતીઓ ત્રાંબાના બદલે બીજા કોઇ પદાર્થને ફુકી બતાવી ભ્રમમાં નાંખે છે, માટે કોઈએ છેતરાવું નહી.

અમે જંગલની જડી બુટ્ટીની પ્રથમ આવૃત્તિમાં ઉપરોકત રસ રત્નાકરવાળો પ્રયોગ લખ્યો હતો, તેના સબંધમાં અમેરીકાથી એક નેણશી નામના ગૃહસ્થ જણાવે છે કે—આપે જંગલની જડીબુટ્ટીમાં અંકોલ બીજનું તેલ કાઢવાનો જે પ્રયોગ લખ્યો છે, તેવીજ રીતે જ્યારે હું હિમાલયમાં એક મહાત્મા પાસે વૈદ્યક શીખતો હતો ત્યારે તેલ કાઢયું હતું. એવી રીતે કાઢેલા તેલમાં વિદ્યુત શક્તિ અધિક હોય છે માટે તેનાથી અનેક ચમત્કારો થાય છે. માટે જો આપની પાસે એવું તેલ તૈયાર હોયતો મોકલો. તામ્રભસ્મનો પ્રયોગ તો અમે જાતે અનુભવેલો છે, માટે જીજ્ઞાસુએ અનુભવ લેઇ ખાત્રી કરવી.

# અંજીર.

**સં.** રામોદુમ્બરીકા, **હિં**—મ અંજીર. **ઈં.** ફીગટ્રી. **લા.** Ficus Carica.

**વર્ણન**—અંજીરનાં ઝાડ અરબસ્તાન, ઇરાન, તુર્કસ્તાન, આફ્રીકા તેમજ હિંદુસ્થાનમાં પણ ઘણી જગ્યાએ થાય છે. આ એક ઉંબરાની જાત હોઇ તેનો આકાર ઢેડ ઉંબરાને મળતો આવે છે. એનાં ફળ દરેક બજારોમાં વેચાતાં હોવાથી સર્વત્ર પ્રસિદ્ધ છે.

**ગુણદોષ**—અંજીર શિતળ, રકતવિકારનાશક, દાહશામક, વાતપિત્તહર, મૂત્રકૃચ્છ, પ્રમેહ, કોઢ અને મગજની ગરમીને હરનારછે.

—નિઘંટ રત્નાકર.

**જડીબુટ્ટી તરીકેનો ઉપયોગ**—કાંકચનાં બીજ તોલા પાંચ, રાળ તોલા અઢી, દાડમની સુકી કળીઓ તોલા બે, કડાની છાલ તોલા અઢી, ઊંચી જાતની સુખડનો ભૂકો તોલા બે, નાગકેસર તોલા અઢી, ચણકબાબ તોલા બે. આમળાં તોલા બે અને હરડેનીછાલ તોલા અઢી લેઈ સાથે ખાંડી કપડા વડે ચાળી કાઢેલા ચૂર્ણને લીલાં અંજીરના રસના સાત પુટ દેવા. લીલાં અંજીર ન મળે તો ૦। શેર અંજીરને કચરી તેમાં અડધો શેર પાણી નાંખી આખી રાત રહેવા દેઇ સવારના ગાળી લેઈ ઉપયોગમાં લેવું. એમ સાત વખત કરવું. ત્યારબાદ કાળી દ્રાક્ષના ઊકાળાની સાત ભાવનાઓ દેવી. ભાવનાઓ માટે આપેલો રસ સૂકાઇ જઇ ઔષધ સૂકું થઇ જાય ત્યારે તેમાં સાકરનો ભૂકો ચૌદ તોલા તથા વાંસકપુર તોલા બે અને કપુર તોલો ૦॥। મેળવી બાટલીમાં ભરી રાખવું. આ

ચૂર્ણ દર ટાઇમે ૦ાથી એક તોલા જેટલી માત્રામાં આપવાથી બ-ધી જાતનાં સફેદ, લાલ, કાળાં, લીલાં વિગેરે પ્રદરોમાં તાત્કાલિક ફાયદો બતાવે છે અને એકત્રીસ દિવસમાં રોગને નાબુદ કરે છે.

બંગાળાના કવિરાજો આ ચૂર્ણનો મોટા ભાગે ઉપયોગ કરે છે, અને ત્યાં આગળ પ્રદરાશનિ એટલે પ્રદરનો ભક્ષ કરી જનાર ચૂર્ણ એવા નામથી આ પ્રખ્યાત છે.

---

## કડવાં તુરીયાં.

**सं**. તિકત કોષાતકી. **हिं**. કડુ તુરઇઆ. **म**. કડુદોડકી, કડુ શિરાળી. **गु** કડવી ઘીસોડી, કડવાં તુરીઆં. પાડાવેલા. **ला**. Luffa acutangula.

**વર્ણન**—એના વેલા ચોમાસમાં ઘણા ઉગી આવે છે, અને લાંબા વધી વાડો, ઝાડવાં વિગેરે ઉપર ચઢી જાય છે. એનાં પાંદડાં ઘીલોડી અગર તુરીયાં કે ઝુમખડીનાં પાંદડાંને મળતાં હોય છે. તેમાં જ્યારે શ્રાવણ, ભાદરવા માસમાં સાંઝની વખતે પીળા રંગનાં સુંદર મોટાં ફુલો ઉઘડયાં હોય છે, ત્યારે એનો દેખાવ બહુ રળીઆમણો થઇ રહેલો લાગે છે. એનાં ફળો શાકમાં વપરાતાં તુ-રીયાંના જેવાંજ, પરંતુ તેનાથી ન્હાનાં એટલે ત્રણથી છ ઇંચ લાંબાં અને દોઢેક ઇંચ જાડાં તથા તેના ઉપર દશ ઉભી હાંસો કે ધાર-વાળાં થાય છે. તે કાચાં હોય ત્યારે લીલા રંગનાં હોય છે, પરંતુ સુકાય છે ત્યારે ભુરા રંગનાં થઇ જાય છે. ફળના મોઢા ઉપર

સૂક્ષ્મ ડાંડલીવાળું ન્હાનું ઢાંકણું હોય છે, જે ફળ સુકાઇ જાય છે ત્યારે પોતાની મેળે જુદુ થઇને પડી જાય છે, અને પછી ફળની અંદરના જાળીદાર રેષાઓમાંનાં ત્રણ લાંબાં છિદ્રોમાંથી બીજ નિકળીને નીચે ખરી જાય છે. ફળની વાસ ઉગ્ર અને સ્વાદ કડવો હોયછે.

આ તરફના ઘણા ખરા લોકો એને કુકડપાડાના નામથી ઓળખે છે, પરંતુ કુકડપાડાના વેલા જુદી તરેહના થતા હોઇ તેને પીળાં નહિ પરંતુ સફેદ ફૂલ આવે છે. વળી એનાં ફળ માત્ર એકથી દોઢ ઇંચ જેટલાંજ લાંબાં હોઇ તેના ઉપર જરા જાડી ઉભી પડખીવાળા અને સીધા ગીચોગીચ કાંટા હોય છે. આ બન્ને વનસ્પતિના ગુણ લગભગ સરખાજ છે, અને તેથી એકના બદલે બીજી વાપરવામાં આવે તો પણ કંઇ અવગુણ ન થતાં એક સરખોજ ફાયદો થાય છે.

**જડીબુટ્ટી તરીકેનો ઉપયોગ**—આપણા દેશમાં મેલેરીયાની હવાથી આવતા તાવનો ઉપદ્રવ ઘણો હોવાથી તેના માટે કિવનાઇન, સીન્કોના વિગેરે ઔષધો વપરાય છે, અને તે આ તાવ માટે રામબાણ ઇલાજ મનાય છે. પરંતુ કેટલાએક પ્રસંગે કિવનાઇનથી જોઇએ તેવો ફાયદો થતો નથી. પણ જો આ ઔષધનો ઉપયોગ કરવામાં આવે તો થોડાજ સમયમાં શરીરમાંથી મેલેરીયાનું ઝેર નાબુદ થઇ તાવ આવતો અટકે છે, એટલુંજ નહિ પરંતુ મેલેરીઆની અસરથી વધેલી બરોળ, કમળો, લીવરનું વધવું, સોજા, પાંડુરોગ અને જળોદર જેવા રોગો પણ થોડાજ સમયમાં તદ્દન નાબુદ થાય છે.

એને વાપરવાની રીત એવી છે કે સુકાયેલાં બે ફળો લઇ ચાળીશ તોલા ઠંડા પાણીમાં આખી રાત ભીંજવી રાખી સવારના ગાળી લેઇ તે પાણી ચારેક રૂપીઆભારના આશરે સવારમાં પીવાથી ઝાડો, ઉલટી વિગેરે થઇ કોઠાને સાફ કરે છે. અને તેથી કફ, પિત્ત, વિષ વિગેરે નિકળી જઇ પાંડુ, બરોળ, કમળો, કોઢ, અર્શ, સોજા, જળોદર, ગુલ્મ, તાવ, દમ વિગેરે દુર થાય છે.

વળી એ ફળને થોડાએક પાણીમાં આખી રાત્રિ ભીંજવી રાખી તે પાણી સવારે નાકવાટે સુંઘાડવાથી નાકે રેચ લાગી પીતનો સ્રાવ થઇ કમળાનું દરદ નાબુદ થાય છે.

વળી એના એકાદ ફળને પાંચ તોલા પાણીમાં ભીજવી રાખી તે પાણી પાવાથી પુષ્કળ ઝાડા તથા ઉલટીઓ થઇ હડકાયા કુતરાનું ઝેર, સાપનું ઝેર અને ઉંદરનું ઝેર દુર થાય છે.

આ ઔષધમાં જો કે આવા અમુલ્ય ગુણો રહેલા છે, તોપણ તે ઝેરી અને સખ્ત ઝાડો, ઉલટી કરનાર હોવાથી તેનો ઉપયોગ કરવામાં ઘણી સંભાળ રાખવાની જરૂર છે. નબળા બાંધાના અને નબળા હૃદયના દરદીઓને તે આપવું નહિ. સારા અનુભવી વૈદ્યોએ તેનો ઉપયોગ કરવા છતાં પણ જો તે વિશેષ ઉપદ્રવ કરતું જણાય તો તેના વારણ તરીકે ગાયનું ઘી પીવું, તેમજ જો નાકે સુંઘાડવામાં આવ્યું હોય તો નાકે ઘી સુંઘાડવું તેથી ઉપદ્રવ શમી જશે. દરદીની સ્થિતિનો વિચાર કરી ઔષધની માત્રા ઓછા, વધતા પ્રમાણમાં આપવી.

ખાનબહાદુર મોઇદીન શેરિફ લખે છે કેઃ—કડવા તુરીયાનું

ફળ ઉલટી લાવનાર છે, પરંતુ ફળમાંનો કીયો ભાગ ચોક્કસ અસર કરનાર છે તે લોકોની જાણમાં નહિ હોવાથી તેઓ આખા ફળને રાત્રે પાણીમાં પલાળી રાખી સવારે તેને ગાળી લેઈ ઉલટી અને ઝાડા માટે આપે છે. આ પ્રમાણે આ ફળનો ઉપયોગ કરવાથી પેટમાં અત્યંત ચુંથારો થાય છે, અને ઝાડો, ઉલટી થવાનું કાર્ય અચોકસ અને અનિયમિત થાય છે, જેથી કેટલાએકને બિલકુલ ઉલટી આવતી નથી અથવા તો કલાકોના કલાકો જોસભેર ઉલટી થયાં કરે છે. પરંતુ અનુભવથી માલુમ પડયું છે કે એનાં બીજમાં ઝાડો, ઉલટી કરાવનારો ચોકસ ગુણ રહેલો છે. અને તેથી એનાં બીજની મીંજો હિંદુસ્તાનમાં સૌથી સારામાં સારી ઉલટી કરાવનાર ઔષધિ છે. ઇંગ્રેજી ઔષધ આઇપીકાકયુઆનાના જેટલા વજનમાં આપવાથી તેના જેટલો બરાબર ગુણ કરે છે. એટલે ૫ થી ૧૦ ગ્રેનની માત્રામાં કફ કાઢવાનું, ૧૧ થી ૧૫ ગ્રેનની માત્રામાં મોળ અને ઉબકા લાવવાનું, તથા ૨૦ થી ૩૦ ઘઉંભારની માત્રામાં એનું ચૂર્ણ આપવાથી ઉલટી લાવવાનું કામ કરે છે. એના બીજનું મગજ વાટીને પાણી સાથે મેળવવામાં આવે છે ત્યારે લીલાશ લેતા ધોળા રંગનું મિશ્રણ થાય છે જે મેં હાલ સુધી દવામાં વાપરેલું છે. ઉલટી લાવવા ઉપરાંત આઇપીકાકયુઆનાની માફક સંગ્રહણી અને મરડા ઉપર પણ તે ઘણી સારી અસર કરે છે.

આ ગુણો ઉપરાંત તેમાં વળી બીજો એક અજબ ગુણ એ જણાયો છે કેઃ—ઝામરવાનું દરદ કે જે બીજા કોઈ પણ ઇલાજથી સારૂં ન થતું હોય તેના માટે એનાં ફળોને રાતવાસો પાણીમાં ભીંજાવી ગાળી લીધેલા પાણીમાં બાવટાનો લોટ ભીંજાવી મસળી

રોટલાના આકારે બનાવી માથા ઉપર લેપ મુકવો, અને પછી સદરહુ પાણીથી ભીંજાવેલું કપડું તેના ઉપર પાથરવું. આ પ્રમાણે બપોરના ચાર વાગ્યા સુધી રાખીને પછી કાઢી નાંખી સૂઈ જવું. આશરે દશેક દિવસ સુધી એમ કરવાથી ઝામરવાના દરદમાં ફાયદો થાય છે,

રસ રત્નાકર ગ્રંથના કર્તા પ્રખ્યાત સિદ્ધ મહાત્મા નિત્યનાથ જણાવે છે, કેઃ—કડવા તુરીયાનાં બીજનો ભૂકો એક શેર, સુંઠ એક શેર, તલનું તેલ ચારશેર અને પાણી સોળશેર મેળવી ઉકાળતાં પાણીનો ભાગ બળી જઈ તેલ માત્ર બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. એ તેલ ચોપડવાથી ગરમીના રોગની અસાધ્ય ચાંદી, દુષ્ટવ્રણ તથા ભગંદર રોગ દુર થાય છે.

આ ઔષધનો વપરાશ હાલમાં આ દેશમાં ઘણો જૂજ છે, પરંતુ સાંભળવા પ્રમાણે અમેરિકામાં તેનો વિશેષ ઉપયોગ થાય છે, અને તેથી બીજા કોઈ પણ ઇલાજથી નહિ મટનારાં અસાધ્ય વ્રણો નાબુદ થાય છે.

---

## કલગારી.

---

સં. કલિકારી, લાંગલી, વિશલ્યા, ગર્ભપાતિની, અગ્નિશિખા હિં. કરિયારી. મ. કળલાવી, ખડયાનાગ ગુ. શીંગડીઓ વછનાગ, દુધિઓ વછનાગ, કલગારી, કજીઆરી. કંકાસણી લા. Gloriosa Superba

વર્ણન—એના છોડવા ચોમાસે ઊગી નિકળે છે, તે પાંચથી દશ ફુટ કે તેથી પણ ઊંચા હોય છે. એનાં મૂળને મથાળેથી એકાદ કે બે, ચાર ઉભી સોટીઓ જેવું નિકળી પછી તે વેલાની માફક આડી વળી ઘાસ કે નજીકનાં ઝાડવાં ઉપર લંબાય છે. એનાં પાંદડાં લાંબાં, ટેરવે સાંકડાં થતાં ગુંછળાંની માફક આંકડી વળેલાં હોવાથી, એ આંટી ઝાડવાંને વીંટળાઇ વેલા ઉંચે ચઢી જાય છે. એમાં ઘણું કરી શ્રાવણ ભાદરવે ફુલ આવે છે, જે ઘણાં મોટાં અને પીળાશ લેતા લીલા અને સિંદુરીયા રંગનાં હોય છે. તેની પાંખડીઓ અગ્નિની શિખાની માફક ઉંચી ચઢતી અને કોર ઉપર મોજાંવાળી હોય છે જેથી તે તરત ઓળખાઇ આવે છે. એનાં ફળ લાંબી, લાંબી એરંડીને મળતાં અને મૂળીયાં જરા ચપટાં અને કંદ જેવાં લાંબાં હોય છે. એનાં ફુલ જેના ઘર ઉપર નાંખવામાં આવે તેના ઘરમાં કજીઓ થયા વિના રહે નહિ એવી લોકોમાં માનિનતા હોવાથી તેમજ હરેક સ્થળે ઊગતી હોવાથી તે સર્વત્ર પ્રસિદ્ધ છે.

જડીબુટ્ટી તરીકેનો ઉપયોગ—રામાયણમાં કથા છે કે:—લક્ષ્મણના હૃદયમાં રાવણે મારેલી બ્રહ્મશક્તિ ખુંચિ રેહેવાથી આવેલી મુર્છાવાળવાને સુષેણ વૈદ્યે વિશલ્યા નામની ઔષધિના રસનો લેપ કરી સહેલાઇથી શકિત ખેંચી લીધી હતી, સંધિની નામની ઔષધિથી ઝખમ રૂઝવ્યો હતો, અને સંજીવની ઔષધિથી પ્રાણને ચેતનતામાં આણ્યો હતો. આ ઔષધિઓ કઇ હશે ? તે સબંધિતર્ક વિતર્ક કરતાં નિઘંટોમાં કજીઆરીનું વિશલ્યા એટલે શલ્યને દુર કરનારી એવું નામ વાંચવામાં આવ્યું. પરંતુ તેમાં નામ પ્રમાણેનો ગુણ છે કે કેમ ? તે સબંધિ કોઇ સ્થળે ઊલ્લેખ હાથ આવ્યો નહિ,

એવામાં રાજમાર્તંડ નામે ગ્રંથ વાંચવામાં આવતાં તેમાં એવું લખેલું દૃષ્ટિએ આવ્યું કે:—કલગારીનો કંદ પાણીમાં વાટી ચોપડવાથી લાંબો સમય થયાં ઘુસી ગયેલું શલ્ય ઘામાંથી તરતજ બહાર નિકળી આવે છે. આ ઉપરથી તેનો અનુભવ લેવા શ્રદ્ધા ઉત્પન્ન થતાં એક મનુષ્ય કે જેના પગમાં ખીલો ઘુસી ગયો હતો તેને જખમની આજુબાજુ આ કંદ ચોપડવામાં આવ્યો અને પછી તરતજ ખીલાને ખેંચવામાં આવ્યો, તો પ્રથમ જે ખીલો દરદીને કલોરોફોર્મ આપી બેશુદ્ધ કર્યા સિવાય કોઈ પણ બીજી રીતે ખેંચવો નુકશાન કારક જણાતો હતો તે ઘણી સહેલાઇથી ખેંચી લેવાયો. વળી ખીલો ખેંચી લીધા બાદ જખમ ઉપર સંધિની વનસ્પતિનો પાટો બાંધવાથી લોહી નિકળતું તત્કાળ બંધ થઇ બે, ત્રણ દિવસમાં રૂઝ આવી ગઇ.

રામાયણમાં વર્ણવેલી વિશલ્યા નામની દીવ્ય ઓષધી આ:જ હશે કે બીજી તેનો ચોકસ નિર્ણય આ ઉપરથી કરી શકાય નહિ, પરંતુ ગુણ દોષમાં તો આ વિશલ્યા આબેહુબ તેને મળતીજ છે. વળી રામાયણમાં જણાવ્યું છે કે સદરહુ વિશલ્યા અગ્નિની માફક ચળકતી હતી. અને ખરેખર ! આપણી વિશલ્યા પણ તેનાં અગ્નિ જેવાં ફુલોના લીધે ચળકેજ છે; જેથી નિઘંટકારોએ તેને અગ્નિ શીખાનું નામ પ્રદાન કરેલું છે. અને એ પુરાવા ઉપરથી આપણી વિશલ્યા એજ રામાયણની વિશલ્યા અને આ પુસ્તકના અંતે વર્ણવેલી સંધિની એજ રામાયણની પણ સંધિની હોય એમ ખાત્રી થાય છે. જો એમ હોય તો હવે શોધવી રહી માત્ર સંજીવની. જો તે ઇશ્વરેચ્છાથી કોઇ મહાશય જાહેરમાં લાવે તો પછી જોઇલ્યો

આયુર્વેદના અનહદ પ્રભાવની બલિહારી! આજકાલના યુદ્ધ પ્રસં-ગમાં ઘાયલ થયેલા સિપાઇઓ હોસ્પીટાલોમાં લાંબા સમય સુધી રીબાય છે તે જો આયુર્વેદના પ્રભાવે શીઘ્ર સારા થાય, તો પછી દુનિયાની બીજી દરેક ચિકિત્સા પ્રણાલીઓ આયુર્વેદના ચરણોમાં નમન કાં ન કરે? અસ્તુ !

વળી નિઘંટોમાં તેનાં બીજાં નામોની સાથે ગર્ભપાતિની એવું નામ પણ આપેલું છે, પરંતુ તેનો કેવા ગર્ભ ઉપર અને કેવી રીતે ઉપયોગ કરવો તે સ્પષ્ટ જણાવેલું નથી. માત્ર રસરત્ન સમુ-ચ્ચયકાર લખે છે કેઃ—

**वीरा लांगलिकादंती विषपाषाण भेदकैः**
**प्रयोऽप्योमुढगर्भाणां प्रलेपोगर्भमोचनः ॥**

શતાવરી, કલગારી, દંતીમુળ, વછનાગ અને પાષાણભેદ એ બધાં સરખા ભાગે લેઇ પાણીમાં પીસી પેડુ તેમજ પેટ ઉપર લેપ કરવાથી મુઢગર્ભ— આડા આવેલા ગર્ભનો પ્રસવ થાય છે. મુઢગર્ભ કે જે દરવર્ષે હજારો નિર્દોષ નારીઓનો ભોગ લે છે, તે જો આ ઉપાયથી સીધો થઇ સુખપૂર્વક પ્રસવતો હોય તો તેના આ ગુણની કિંમત કોઇપણ રીતે આંકી શકાય તેમ નથી. પરંતુ અમને તેનો અનુભવ નથી, માટે કોઇ મહાશય તેનો અનુભવ લેઇ પ્રસિ-દ્ધિમાં લાવશે તો જનસમાજ ઉપર અનહદ ઉપકાર થશે.

---

# કુતરી.

સં પશ્યન્ધા, કંગુની પત્રા. હિં. વનકંગની, બાંદરા મ. ભાઊલી, કોલાર. ગુ. કુતરી, કુંચી, કુતેલાં. લા. Setaria glanca.

વર્ણન—આ ધાસની મોટાં લોળીઆં વાળી, મધ્યમ લોળીયાં વાળી અને ઝીણાં લોળીયાં વાળી એમ ત્રણ જાતો થાય છે, જેમાં નિઘંટકારોના અભિપ્રાય પ્રમાણે વચલી જાત રસ, વિપાક અને ગુણમાં શ્રેષ્ટ છે. અનુભવ લેતાં નાની જાત પણ એવીજ ઉપયોગી માલમ પડી છે. એની નાની જાત એકથી બે ફુટ ઉંચી થાય છે, જ્યારે મોટી જાત ત્રણથી પાંચ ફુટ જેટલી ઉંચી હોય છે, ચોમાસાની મોસમમાં આ ઘાસ ગામ અને ખેતરોની વાડોમાં ઘણું ઉગે છે. એનાં પાંદડાં તેમજ છોડવાનો આકાર કાંગના છોડને મળતો હોય એના ઊપર કાંગના લોળીયા જેવીજ ફુલની ચમરી આવે છે. અને એ ચમરીમાં કાંટા જેવી સળીઓ વિશેષ હોય છે જેથી તે કપડાંને લાગે તો ચોંટી જાય છે. એમાં કાંગના જેવાજ સુક્ષ્મ દાણા થાય છે.

જડીબુટ્ટી તરીકેનો ઉપયોગ—આ પુસ્તકની જુની આવૃતિ કે જે સને ૧૯૦૮ માં પ્રસિદ્ધ કરવામાં આવી હતી, તેમાં સાપના ઝેરના અકસીર ઈલાજ તરીકે આ વનસ્પતિના સંબંધમાં લેખ આપવામાં આવ્યો હતો. જેનો અક્ષરશઃ ઉતારો પ્રેકટીસ ઓફ મેડીસીન, જાદુગર, મુંબાઇ સમાચાર વિગેરે ગ્રંથો, માસિકો અને પેપરોમાં થઈ છેવટે સને ૧૯૧૨ ના મે માસના વૈદ્ય કલ્પતરૂમાં પ્રગટ થયો હતો. અને ત્યાર પછી એના સબંધમાં સદરહુ પત્રમાં

ઘણી ચર્ચા ચાલી સેંકડો મનુષ્યોના અભિપ્રાય અને અનુભવથી સિદ્ધ થયું હતું કે બેશક! સાપના ઝેર માટે તે અકસીર ઇલાજ છે વૈદ્ય કલ્પતરૂના સને ૧૮૧૨ ના અગષ્ટ, સપટેમ્બર, અને ડીસેમ્બરના અંકો વાંચવાથી આ વાતની વાંચક વૃન્દને ખાત્રી થશે. જો કે આ સબંધમાં જોઇએ તેટલી ચર્ચા થઇ છે તો પણ અફસોસ! કે હજુ તેમાં જે ઉણીવ છે તે કોઇના પણ તરફથી પુરી કરવામાં આવી નથી, માટે એના સબંધમાં અમને જે કંઇ વિશેષ અનુભવ છે તે જનહિત કાજે પ્રસિદ્ધ કરીએ છીએ.

આ વનસ્પતિનો ઉપયોગ કરવાની સાધારણ રીત એવી છે કે તેનો રસ કાઢીને જેને સાપ કરડયો હોય તેને આંખમાં આંજવો તેમજ ડંખ ઉપર ચોપડવો તેથી દશ મિનિટમાં સાપનું ઝેર ઉતરી જાય છે. કદાચ આંજવા અને ડંખ ઉપર ચોપડવાથી ધારેલી અસર ન થાય તો ૦। થી ૦॥ તોલા જેટલો રસ પાવો પણ ખરો.

આ પ્રમાણે કરવાથી ઘણા કેસો સારા થયાના દાખલા અમારી પાસે મોજુદ છે, તેમજ વૈદ્ય કલ્પતરૂમાં પ્રસિદ્ધ પણ થયા છે. તો પણ કેટલી એક વખતે જ્યારે આ ઉપાય ધારેલો અસર બરાબર કરતો નથી ત્યારે કેમ કરવું તેનો ખુલાસો કોઇના પણ તરફથી પ્રગટ થયો નથી.

સને ૧૯૧૦ ના શ્રાવણ માસની જન્માષ્ટમીએ એક બાઇને સર્પ કરડવાથી તેને અત્રેના એક મંત્ર વાદી પાસે લાવવામાં આવી. આ મંત્રવાદી પોતાનું મંત્રેલું પાણી પેલી બાઇની આંખમાં છાંટતો હતો, જેથી તે બાઇ સાપના નામે પુષ્કળ ધુણતી હતી, અને

પોતાનું ઝેર પાછું ચુસી લેવાનું સાપની વતી વચન આપતાં તરતજ તે સચેત થતી હતી; પરંતુ પાછી તરતજ બેભાન થઈ જતી હતી. આવો પ્રકાર પાંચ, દશ વખત ચાલ્યો પરંતુ તેનું શરીર વિષ મુકત થયું નહિ, જેથી સદરહુ બાઇને અમારી પાસે લાવવામાં આવી. અમે તેને કુત્રીનો રસ પાયો, ચોપડયો તેમજ આંજ્યો, પરંતુ કંઈ સંતોષકારક પરીણામ આવ્યું નહિ. જેથી ફરીને બીજો રસ કાઢી તેમાં શોધેલા નેપાળાનું એક બીજ થોડું એક ઘસીને તેની આંખમાં આંજ્યું; અને તેથી સર્વની અજાયબી વચ્ચે પાંચ મિનિટમાં ઝેર ઉતરી ગયું, જે ફરીથી ચઢયું નહિ. પરંતુ આમ નેપાળો આંજવાથી તે બાઇની આંખમાં અસહ્યદાહ થવા લાગ્યો. જે બે, ચાર વખત ઘી આંજવાથી શાન્ત થયો.

સને ૧૯૧૪ માં અત્રેના ફોજદાર મી. મગનલાલનું માળવામાં જવું થયું હતું, એવામાં ત્યાં આગળ એક સખ્સને સાપ કરડયો, જેના માટે ઝેર ઉતારવાના કામમાં પંકાએલા ત્યાંના લોકોએ વિધવિધ ઉપચાર કરવા છતાં પણ, કંઈ ફાયદો ન સમજાતાં તે છેકજ એવી અવસ્થાએ પહોચ્યો કે લોકો તેને મરણ પામેલો સમજી વધારે ઉપચારો કરવાનું છોડી દેઈ અવલમજલે પહોચાડવાની તૈયારી કરવા લાગ્યા. આ વાતની ખબર પડતાં સદરહુ મી. મગનલાલ તરફથી ઉપર મુજબ કુતરીના રસ સાથે નેપાળાનું બીજ ઘસીને અંજન કરવાનો પ્રયોગ અજમાવવામાં આવ્યો, અને તેથી પાંચ મિનિટમાં તે મનુષ્ય વિષ મુકત થઇ સાવધ થયો.

પ્રસિદ્ધ મહર્ષિ શારંગધર પોતાના સંહિતામાં જણાવે છે કેઃ—

**जयपालभवांमज्जां भावयेन्निबुकद्रवैः ॥**

एकविंशतिवेळांतु ततो वर्तिंमकल्पयेत् ॥
मनुष्य लालयाधृष्ट्वा ततोनेत्रेतथाऽञ्जयेत् ॥
सर्पदंषविषंजित्वासंजीवयति मानवम् ॥

નેપાળાની મીંજોને લિંબુના રસની એકવીશ વખત ભાવનાઓ દેવી, પછી તેની વાટ બનાવીને રાખી મૂકવી. જે મનુષ્યની લાળમાં ઘસીને જેને સાપ કરડયો હોય તેને આંજવાથી ઝેરને જીતીને તે મનુષ્યને જીવાડે છે.

આ ઊપરથી સમજાશે કે નેપાળામાં પણ સાપનું ઝેર દુર કરવાની શક્તિ છે. અને તેથી જ્યાં એકલી કુતરી ફાયદો કરતી નથી, ત્યાં આગળ આ બન્નેને સાથે મેળવી આંજન કરવાથી અજબ ફાયદો થયાનો બીજા પણ પાંચ, દશ કેસોમાં અમને અનુભવ પ્રાપ્ત થયો છે.

આ ઔષધિમાં આવો દીવ્ય ગુણ. હોઇ સર્વે સ્થળે મળી શકતી હોવાથી સાપનું ઝેર ઉતારનારી જડીઓમાં પ્રથમ નંબરે મુકી શકાય, પરંતુ અફસોસ ! કે તે એક જાતનું ઘાસ હોવાથી બારેમાસ લીલી ન મળી શકતાં દીવાળી લગભગ સૂકાઇ જતી હોવાથી બીજી ૠતુઓમાં તેનો રસ મેળવવાને હરકત પડે છે. કદાચ એની મોસમમાં રસ કાઢી સંઘરી રાખ્યો હોય તો તે એકાદ માસમાં સડીને બગડી જાય છે. પરંતુ તરતના કાઢેલા ત્રણ ભાગ રસમાં એક ભાગ રેકટીફાઇડ સ્પિરિટને મેળવીને રાખવામાં આવે તો બગડયા સિવાય એકાદ, બે વર્ષ સુધી રહી શકે છે. અને એવી રીતે રાખેલા આ રસનો અર્કના સ્વરૂપમાં જ્યારે જોઇએ ત્યારે ઉ-

ઉપયોગ કરી શકાય છે.

વળી આ ઔષધિના બીજનું ચૂર્ણ કરી ૦। તોલાની માત્રામાં બકરીના મૂત્ર સાથે આપવાથી મુત્રકૃચ્છનું દરદ નાબુદ થાયછે. તેમજ એનાં બીજનું ચૂર્ણ ૦॥ તોલાની માત્રામાં લેઈ સાકર સાથે મેળવી દિવસમાં ત્રણવાર આપવાથી પ્રમેહમાં ફાયદો થાય છે.

---

## કુતરો.

સં શ્વાન, હિં, કુત્તા. મ. કુત્રે. ઇં. Dog.

વર્ણન—કુતરાં એ પ્રાણી પાળવામાં આવતાં હોવાથી સર્વત્ર પ્રસિદ્ધ છે.

ઉપયોગ—જે મનુષ્યનું તાળવું સડી કાણું પડી નાસુર થયું હોય તેના માટે આ અકસીર ઇલાજ છે. એનો ઉપયોગ કરવાની રીત મુર્જરબાત અકબરી ગ્રંથનો કર્ત્તા પ્રસિદ્ધ યુનાની હકીમ અકબરખાન એવી જણાવે છે કેઃ—

તરતના મરી ગયેલા કુતરાના નાના બચ્ચાનું માથું કાપી લેઇ સગડી અથવા ભઠ્ઠીની અગ્નીમાં પકાવી લેવું. બાદ તેનો બીજો બધો ભાગ દુર કરી કેવળ ભેજાનો ભાગ લેઇ ઝીણો વાટી બાટલીમાં ભરી રાખવો. તેમાંથી થોડો થોડો ઘા ઉપર છાંટવાથી દરેક જાતના ઘા રૂઝાઇ જાય છે. જો તાળવામાં ઘા હોય તો નળીમાં ભરીને ફુંકવું

આ ઔષધની અનેક વખત અજમાયશ લેવામાં આવી છે, એક મનુષ્યને તાળવામાં એવો ઘા હતો કે એક પૈસા જેવડું છિદ્ર

પડી તાળવા અને નાકનો માર્ગ એક થઇ ગયો હતો. એવા ગંભીર કેશમાં પણ એનાથી બરાબર ફાયદો થયો હતો. આ વાતને ટેકો મળે એવો એક પ્રયોગ આપણા પ્રાચિન મહાત્મા બંગસેન પણ જણાવે છે અને તે એ છે કે:—

કુતરાની જીભને અગ્નિ વડે શેકી ચૂર્ણ કરી વ્રણમાં ભરવાથી તત્કાળ વ્રણ રૂઝાઇ જાય છે.

વળી દીલ્લીના મોગલ બાદશાહોના ખાસ હકીમ જકાઊલ્લાખાંએ પોતાની **કરાબાદીન જુકાઈ** નામની કીતાબમાં પણ આવોજ પ્રયોગ બતાવ્યો છે. આ પ્રયોગ આર્ય ધર્મ શાસ્ત્ર પ્રમાણે અપવિત્ર હોવાથી અમે તેનો અનુભવ લેઈ શકયા નથી, પરંતુ જન સમાજની જાણ માટે લખવામાં આવ્યો છે, તો જેને ઘટીત હોય તેણે અનુભવ લેઇ પ્રસિદ્ધ કરવો.

---

## કેળ.

**સં.** કદળી, રંભા **હિં.** કેલા **મ.** કેળે, કદળી. **ઇં.** Plantain.

**વર્ણન**—કેળનાં ઝાડ દરેક સ્થળે બાગ, બગીચામાં થતાં હોવાથી સર્વત્ર પ્રસિદ્ધ છે.

**ઉપયોગ**—આર્ય વૈદ્યકમાં કેળને શિતળ, ગ્રાહી, કફઘ્ન, શોથઘ્ન, પિતહર, મેદહર, વાતહર તેમજ અમ્લપીત્ત, દાહ વિગેરેને શમાવનારી માનેલી છે. પરંતુ જડીબુટ્ટીઓ સબંધિ શોધ ખોળ કરનારા-

ઓને ક્ષય રોગ મટાડવાનો ખાસ ગુણુ તેમાં જણાયેલો હોવાથી નિઘંટ રત્નાકરમાં તેનો એક એવો પ્રયોગ લખાએલો છે કે:—

બકરીનું મુત્ર ચારસો તોલા લેઇ તેને અગ્નિ ઉપર ચડાવી પકાવતાં, જ્યારે તે ગોળના પાક જેવું ઘટ્ટ થવા આવે ત્યારે તેમાં બહેડાંના દળનું ચૂર્ણ તોલા આઠ, પીંપરનું ચૂર્ણ તોલા ચાર, લોહ ભસ્મ તોલા ચાર અને ભોંય રીંગણીનાં ફળોનું ચૂર્ણ તોલા ચાર નાંખી, તે સઘળું મળી જાય ત્યારે નીચે ઉતારી ઘીથી રીઢા થએલા માટીના વાસણમાં અગર બરણીમાં રાખી મુકવું. એમાંથી દરરોજ સવાર, સાંઝ બેઆની ભારથી ૦। તોલા જેટલું કેળના પાણી સાથે લેવાથી અસાધ્ય ખાંસી હોય તો પણ નાશ પામે છે.

જોકે ઉપરોકત ગ્રંથ કર્ત્તા વિષ્ણુ વાસુદેવ ગોડબોલે પોતાના તેમજ બીજા અનેક મહાશયોના અનુભવથી આ પ્રયોગ લખેલો છે, પરંતુ હાલની ચિકિત્સા પદ્ધતિમાં તેને જોઇએ તેવું સ્થાન મળ્યું નથી. તથાપિ પ્રસિદ્ધ વૈદ્યક પેપર વૈદ્યકલ્પતરૂમાં દક્ષિણુ અમેરિકાના બ્રાઝીલ દેશના ડોકટર જે. મેન્ટેલ્વોનો ક્ષયરોગમાં કેળના રસનો ઉપયોગ કરવાનો અનુભવ પ્રગટ થયાબાદ કેટલા એક વૈદ્ય બંધુઓનું તે તરફ લક્ષ દોરાયલું છે.

સદરહુ ડોક્ટર પોતાનો અનુભવ એવો જણાવે છે કે એક ક્ષયના દરદીને હું જોવા ગયો હતો. એ દરદીનો ક્ષયરોગ બહુ વધી ગયેલો હોવાથી તેને વારંવાર ખાંસી આવતી હતી, પુષ્કળ કફ નિકળતો હતો, તેમજ રાત્રે પરસેવો વળવો, સખ્ત તાવ, અતિ દુર્બળ પણું, શરીરનું સૂકાઇ જવું, પાતળા દસ્ત થવા, ખોરાક ઉપર

અરુચિ વિગેરે ઉપદ્રવો લાગુ પડયા હતા. અને વિશેષમાં વળી એ રોગ તેના વારસામાં ઉતર્યો હતો.

મેં તેને કેળના રસનો ઉપયોગ બતાવ્યો. દરરોજ એક મોટી કેળ મંગાવીને તેને પીલીને રસ કાઢવામાં આવતો હતો, અને તે રસને ગાળીને બાટલીઓમાં ભરી રાખવામાં આવતો હતો. અને દરરોજ બે, બે કલાકે આ રસ એક ઔંસ જેટલો લેઇને તેમાં તેટલુંજ દુધ ઉમેરીને પીવા આપવામાં આવતો હતો. આ પ્રમાણે ત્રણ દિવસ પાવાથી તે દરદી હરવા ફરવા લાગ્યો, ખાંસી તથા કફ તરતજ અદૃશ્ય થયાં, ભૂખ ઉઘડી, અને એ રીતે બે માસ પ્રયોગ ચાલુ રાખવાથી તે દરદીને સંપૂર્ણ આરામ થયો. કેળનો રસ રોજ તાજો કાઢીને પાવો જોઇએ. કેમકે વાસી રસ ખટાસ આવીને બગડી જાય છે.

જેતપુરવાળા વૃદ્ધ અને અનુભવી આર્યવૈદ્ય મયારામ સુંદરજી સને ૧૯૧૦ ના મે માસના વૈદ્ય કલ્પતરૂમાં લખે છે કેઃ—કેળના થડને પીલી અથવા કચરીને રસ કાઢી ગળી લેઇ દરરોજ તાજો ઉપયોગમાં લેવો. જો દરરોજ રસ મેળવવામાં મુસ્કેલી પડે તો એક શેર રસમાં બે આનીભાર ટંકણ મેળવવાથી એકાદ અઠવાડીયું તે બગડયા સિવાય રહી શકે છે.

આ રસના સેવનથી પેશાબ ખુલાસે ઉતરવા લાગે છે, અને તેથી તેમાં રહેલા ક્ષાર વિગેરે ઔષધી તત્વો વડે રૂધિર વિગેરેમાં સંચય થયેલો દુષિત મેલ ધોવાઇ જઇ, તેવા રોગી કચરાને આધારે વધેલાં રોગકારક સુક્ષમ જંતુઓ નાશ પામી, જંતુઓ વડે

થયેલા રોગો નાબુદ થાય છે. ક્ષય રોગને મટાડવાનો તેનો અદ્દભુત ગુણ પ્રાચિન વૈદ્યો જાણતા હશે, અને તેથીજ નિઘંટો વિગેરેમાંથી તેનું ક્ષયહર નામ નિકળી આવે છે; પરંતુ પાછળથી કાળગતિને લેઇ તે સબંધી અનુભવ વૈદ્ય પરંપરામાં વિસરાઇ ગયો હશે. ક્ષય રોગની માફક સોજો, જળોદર. કફનો જમાવ, દમ, ખાંશી, અમ્લપીત્ત, કમળો બરોળ, પાંડુ, સુવારોગ, ઉનવા, મુત્રદાહ, સોમલ, હરતાલ વિગેરે ઝેરોની વિક્રિયા, પ્રમેહ, પ્રદર, ઉપદંશ, સાપ, વીંછી, ઉંદરનું ઝેર, સંધિવા વિગેરે દરદો પણ આ રસનું સેવન કરવાથી તેમજ શરીરે લગાડવો જારી રાખવાથી પંદર, વીશ દિવસમાં મટી જાય છે. જો દરદ જુનું હોય તો પુરતો ગુણ આવવાને દોઢથી બે મહીના લાગે છે.

શ્રીનાથ દ્વારાના પ્રખ્યાત વૈદ્યરાજ મહાશંકર શર્માના ચીરંજીવીને શ્વાસ—કાસનું હઠીલું દરદ ઘણાં વર્ષોથી હોવાથી તેના માટે અનેક રસ, રસાયનોનો ઉપયોગ કરવામાં આવ્યો હતો, પરંતુ કંઈ ફાયદો થતો નહોતો તેથી ઔષધો કરવાનું છોડી દઇ કાશ્મીર, નેપાળ, ભૂતાન વિગેરે તરફ મુસાફરી કરી એક યોગી મહાત્મા પાસેથી યોગની કેટલીએક પ્રક્રિયાઓ સાધ્ય કરવામાં આવી. જેનાથી દરદ કંઇક નિયમમાં આવ્યું પરંતુ નિર્મુળ થયું નહિ. ત્યારબાદ એક પ્રસંગે અમારે તેમની સાથે મેળાપ થતાં ઉપરનો નિઘંટ રત્નાકર વાળો પાક તેમને આપવામાં આવ્યો, અને તેમાંથી સાંઝ, સવાર પા, પા તોલાની માત્રામાં ચાટી જઇ ઉપર દર બે, બે કલાકે કેળનો એક અધોળ રસ તેટલાજ દુધ સાથે મેળવી પીવાને સમજાવવામાં આવ્યું. એ પ્રમાણે કરવાથી એક માસની અં-

ઠર તે અસાધ્ય ગણાતું દરદ તદન નાબુદ થયું. જે આજે લગભગ દશ વર્ષ થવા છતાં પણ ફરી ઊભળ્યું નથી.

આ ઉપરથી ફેફસાના દરદથી પીડાતા બીજા દરદીઓ ઉપર તેની અજમાયશ લેતાં ઘણાખરા કેસોમાં તે ફતેહમંદ નિવડયું છે. અને તેથી દરેક ચિકિત્સક બંધુએ તેનો બહોળો ઉપયોગ કરી પોતાનો અનુભવ દેશહિત કાજે પ્રગટ કરવા ભલામણ કરવામાં આવે છે.

---

## કાયફળ.

**સં.** કટ્ફલ. **હિં.** કાયફળ. **મ.** કુંભ્યાચી શાલ. **ગુ.** કાયફળ. **લા.** Creya arboria.

**વર્ણન**—એનાં ઝાડ અત્રે થતાં નહોવાથી વર્ણન કરવામાં આવ્યું નથી. ઔષધના કામમાં એની છાલ વપરાય છે, જે હિમાલય તરફથી અત્રે આવતી હોઇ દરેક બજારમાં મળી શકે છે.

**જડીબુટ્ટી તરીકેનો ઉપયોગ**—કાશી નિવાસી પ્રસિદ્ધ રસાયન શાસ્ત્રી શ્યામસુંદરાચાર્ય વૈશ્ય જણાવે છે કે, રસાયન સાર ગ્રંથ છપાવવાના કામમાં હું રોકાયો હતો તેવામાં ગૃધ્રસી નામના વાયુના દરદે મને એકાએક પકડયો. જેથી કમરથી માંડીને પગસુધીનો સઘળો ભાગ નિરૂપયોગી થઇ પડી બોજારૂપ જણાવા લાગ્યો. અને તેથી મારી એવી ઇચ્છા થયા કરતી હતી કે, આ દુઃખ સહન કરવા કરતાં કોઇ ડાકટરની પાસે પગ કાપી નાખવામાં આવે તો વધારે સારૂં. કેમકે નામાંકિત વૈદ્યો તેમજ ડાકટરોની પાસે અનેક

રીતે સારવાર કરાવ્યા છતાં પણ કંઇ ફાયદો જણાતો નહોતો. એવામાં સુદૈવે નેપાળ સરકારના રાજ્યવૈદ્ય મહારાજ શ્રી પુરૂષોતમદાસજી સાથે સમાગમ થતાં તેઓએ એક એવો ઊપાય બતાવ્યો કે જેથી મને સંપૂર્ણ આરામ થયો. એ ઊપાય કીયો હતો તે જગતના કલ્યાણ અર્થે હું પ્રસિદ્ધ કરૂં છું.

૦ાા શેર કાયફળને કુટી હવાલેથી ચાળી લેવું. પછી એક શેર સરસીઆ તેલને કઢાઇમાં નાખી મંદાગ્નિથી પકાવતા જવું, અને એક, એક તોલો કાયફળના ચૂર્ણને નાંખતા જવું. એ રીતે ચાર કલાકમાં બધું ચૂર્ણ નાંખવું, અને પછી તેલને કપડા વડે ગાળી લેવું. કપડામાં જે કીચડ રહે તેને એક હાંડીમાં ભરી રાખવો, અને તેલને પણ એક રાંઢા વાસણમાં રાખી મુકતાં તેનો મેલ વાસણના તળીએ બેસી જાય, ત્યારે નીતરેલા તેલને એક શીશીમાં ભરી રાખવું; અને વાસણના તળીએ જામેલા કીચડને પ્રથમના કીચડ સાથે મેળવી દેવો બાદ જે અંગમાં દરદ થતું હોય તે અંગ આ તેલ વડે બે કલાક સુધી નોકર પાસે માલીસ કરાવવું. આ વખતે સળગતા કોલસાની સગડી પાસે રાખવી કે જેથી એના ઉપર નોકર પોતાના હાથ ગરમ કરતો જાય અને માલીસ કરતો જાય. બે કલાક માલીસ કર્યા બાદ હાંડીમાંથી થોડા કીચડને કઢાઇમાં નાંખી ગરમ કરી તેને કપડામાં લેઇ પોટલી બનાવી ધીમે ધીમે તે અંગ ઉપર શેક કરવો, અને જ્યારે કીચડ સાફ ઠંડો પડી જાય ત્યારે કપડાપર પહોળો કરી પીડાવાળા ભાગ ઉપર બાંધવો. એ પ્રમાણે દરરોજ તેલ વડે માલીસ કરવુ અને કીચડ વડે શેકવું. જો પીડા અત્યંત થતી હોય તો એ તેલમાં થોડું એક અફીણ

ઉમેરવું. આ પ્રમાણે બહારથી સારવાર ચલાવવી, અને અંદરના ઉપચાર તરીકે વળી ાા શેર કાયફળને કુટી ચારશેર પાણી સાથે ઉકાળતાં, બશેર પાણી બાકી રહે ત્યારે ગાળી લેઇ તેમાં બશેર ઘી મેળવી મંદાગ્નિથી પકવતાં, પાણીનો ભાગ બળી જઇ જ્યારે ઘી માત્ર શેષ રહે ત્યારે ઉતારી લેવું. એમાંથી દરરોજ બે, ત્રણ તોલા ના હિસાબે ખાવું. જેથી ત્રણ, ચાર દિવસમાં અદ્દભુત ફાયદો મા-લમ પડી, દશ, વીશ દિવસમાં સંપૂર્ણ આરામ થાય છે. વળી જો આ ઘી જોડે યોગરાજ ગુગળનો ઉપયોગ કરવામાં આવે તો વધારે શીઘ્ર ફાયદો થાય છે.

—રસાયન સાર.

---

## ખાખરો.

સં. પલાસ, કિંશુક. હિં. ઢાક, ટેસુ મ. પલસ ગુ. ખાખરો. લા. Butoafrondsa.

વર્ણન—ખાખરાના ઝાડને સહુ કોઇ ઓળખે છે, માટે વર્ણન આપવામાં આવ્યું નથી.

જડીબુટ્ટી તરીકેનો ઉપયોગ—મુજર્રબાત અકબરીનો કર્ત્તા કહે છે કેઃ—એનાં બીજ નપુંસકોની ચિકિત્સા માટે અતિ ઉત્તમછે. એનાં બીજ કે જે પીતપાપડા કહેવાય છે તેને એક ઘડી પાણીમાં ભીંજવી રાખી, પછી તેના ઉપરની પાતળી લાલ છાલ દુર કરી અંદરની મીંજોને સુકાવી લેવી. પછી એક માટીની હાંલ્લી લેઈ તેના તળીએ મધ્યમાં છિદ્ર કરી તેમાં તે મીંજો ભરી ઉપર ઢાંકણું ઢાકી

ચારે તરફથી તેનો સાંધો કપડમાટીથી બંધ કરી દેવો. બાદ જમીનમાં એક અડધો ગજ લાંબો, પહોળો તથા તેટલોજ ઉંડો ખાડો ખોદી તે ખાડાની અંદર બીજો એક નાનો ખાડો ખોદવો. એ નાના ખાડામાં માટીનું એક બીજું નાનું વાસણ મૂકી તેના ઉપર મોટા ખાડામાં દવા ભરેલું વાસણ એવી રીતે મૂકવું કે જેથી દવાવાળા વાસણના તળીયાનું છિદ્ર મોટા વાસણના મહોડા વચ્ચે બરાબર બેસતું રહે. પછી એ ખાડાને અડાયાં છાણાંથી ભરી અગ્નિ સળગાવતાં જ્યારે અગ્નિ બુઝાઇને સાફ શિતળ થઇ જાય, ત્યારે એવી સાવચેતીથી તે વાસણો કાઢી લેવાં કે જેથી નીચેના વાસણમાં આ બીજોમાંથી ટપકી એકઠા થયેલા તેલમાં રાખ વિગેરે પડે નહિ. આ તેલને જનનેંદ્રિયનો આગલો ભાગ તેમજ શીવણી છોડીને બાકીના ભાગમાં માલીસ કરવાથી હાથરસ વિગેરેથી આવેલું નપુંસકપણું દુર થાય છે.

વળી આ બીજમાં કૃમિઘ્ન ગુણ ઘણો સરસ રહેલો છે અને તેથી ખાખરાનાં બીજ, નસોતર, કીરમાણી અજમો, કપીલો વાવડીંગ અને ગોળ એ બધાં સાથે મેળવી મોટા મનુષ્યને ૦। તોલો અને નાનાં બાળકોને એકથી બે વાલ જેટલું આપવાથી કૃમિનો નાશ થાય છે. વળી એમાં નસોતર વિગેરે હોવાથી તેના ઉપર બીજો રેચ આપવાની જરૂર રહેતી નથી.

અથવા કપીલો, વાવડીંગ, હિંગ, ખાખરાનો પીતપાપડો, કાળીજીરી, હીંમજ, હરડેદળ, સંચળ અને નસોતર એ બધાં સરખા ભાગે લઇ ખાંડી ચુર્ણ બનાવી તેમાંથી ૦॥। તોલાને આશરે લેઈ રાત્રે પાણી સાથે લેવાથી સવારમાં બે ચાર રેચ થાય છે,

અને દરેક પ્રકારના કરમ નિકળી જાય છે.

પેટમાં થતા કૃમિઓ શિવાય બીજા જંતુઓનો નાશ કરવાનો પણ તે અજબ ગુણ ધરાવે છે. અને તેથી વાળાનું દરદ કે જેમાં અસહ્ય પીડા ભોગવવી પડે છે, તેના માટે તેનો નીચે મુજબ ઉપયોગ થાય છે.

ખાખરાનાં બીજ, ઝેરકોચલાનાં બીજ, રસકપુર, સાદુ કપુર અને ગુગળ આ બધી ચીજો સરખા ભાગે લેઇ બારીક વાટી કપડે ચાળી પછી પાણી સાથે ખરલ કરી પીંપળાના પાન ઉપર તેનો જાડો થર દેઇ તે પાન વાળાના ફોલ્લા ઉપર બાંધવું. લેપ વધારે તણાય નહિ એટલા માટે તેમાં જરા ઘી ઉમેરવું. આ પટી ત્રણ દિવસે છોડવી, જેથી વાળો મરી જશે.

વાળો એ પણ એક જાતનો જંતુ અથવા કૃમિ છે, અને આ ઉપચારમાં સર્વે ઔષધો કૃમિઘ્ન હોવાથીજ તેની આવી રામબાણ અસર થાય છે.

વળી સાપના ઝેર માટે ખાખરો એ ખાત્રી બંધ ઉપાય છે. અને તેનો ઉપયોગ એવી રીતે થાય છે કેઃ—એનાં મૂળ ઉપરની છાલ વાટી તેનો તાજો સ્વરસ ઝેર અને દરદીની પ્રકૃતિના પ્રમાણમાં ચારથી દશ તોલા સુધી પાવાથી ઝાડો, ઉલટી વિગેરે કંઇ પણ ન થવા છતાં સાપનું ઝેર ઉતરી જાય છે.

આ ચારે પ્રયોગોનો અમે ઘણી ખરી વખત અનુભવ લીધેલો છે અને તેથી વાંચક વૃન્દ જો યોગ્ય પ્રસંગે તેનો ઉપયોગ કરશે તો અવસ્ય ધન વૃદ્ધિ અથવા પરોપકારનું પુણ્ય પ્રાપ્ત કરશે.

---

# ગળી.

સ. નીલી. હિં. નીલ, લીલ. મં. નીલ ગચ્છી. લા. ઇન્ડિગોફેરા ટીંકટોરીઆ.

વર્ણન—ગળીના છોડવા ચોમાસે વગડામાં ઘણા ઉગી આવે છે, તેમજ કેટલાએક સ્થળે તેના રંગ માટે વાવેતર પણ થાય છે. તે બેથી ચાર કે છ ફીટ સુધી ઊંચા વધે છે, અને તેમાં ચારે તરફ પાતળી, લાંબી અને પસરાતી ઘણી શાખાઓ નિકળે છે. પાંદડાં ઘેરા લીલા કે કાળાશ લેતા રંગનાં ાા થી એક ઇંચ જેટલાં લાંબાં અને ા થી ાા ઇંચ પહોળાં હોય છે. ફુલ રતાશ લેતા પીળા રંગનાં અને શીંગો ઝીણી, એકથી દોઢ ઇંચ લાંબી, ા થી ાા લાઈન પહોળી અને સીધી તોપણ અંદરની બાજુ જરા વાંકી વળતી હોય છે. પાંદડાંને તોડવાથી જ્યારે તે સૂકાય છે ત્યારે ગળી જેવા રંગનાં થઇ જાય છે. આ છોડ દરેક સ્થળે પ્રસિદ્ધ હોવાથી વિશેષ ઓળખાણની જરૂર નથી, એના છોડ છેટેથી ખરસાંડીયાના જેવા જણાય છે.

ઉપયોગ—ઉપદંશ—ગરમીના દરદથી પીડાતા એક દરદીને કોઇ વૈદ્ય મહાશયે અત્રે ચલમમાં હિંગળોક ફુંકાવાથી, એવું સખ્ત મ્હોડું આવ્યું કે અનેક ઉપાયો કરવા છતાં પણ તે વાળી શકાયું નહિ. જેથી ગભરાઇને વૈદ્યરાજ પોબારા ગણી ગયા, અને દરદી મૃત્યુની પળો ગણવા લાગ્યો. આ ઉપરથી તેના કુટુંબમાં અત્યંત ગભરાટ મચી રહ્યો, અને બીજા આજુ બાજુના નામાંકિત વૈદ્યોના આવાગમનની ધમાલ મચી રહી પરંતુ કોઇના ઉપચારથી ફાયદો

ન થતાં દરદીની પ્રકૃતિ પળે પળે વધારે લથડવા લાગી. એવામાં દૈવયોગે એક બાજીગર ત્યાં આવી ચડયો. અને પોતાનો ખેલ પુરો કર્યા પછી સાપનો મહોરો, વીંછીની જડી, વશીકરણની બુટ્ટી વિગેરે બતાવી લોકો પાસેથી પૈસા મેળવવાની ખટપટ કરવા લાગ્યો. એ જોઇ કોઇએ તેને સદરહુ દરદીની વાત કરવાથી પોતે ત્યાં આગળ આવ્યો, અને જો તેને પચ્ચાશ રૂા. આપે તો દરદીને સારો કરવાની હામ બીડી. દરદીના કુટુંબીઓ તરફથી આ શરત તરતજ કબુલ કરવામાં આવવાથી મદારી ત્યાંથી ઉઠી જંગલમાં જઇ કોઇ વનસ્પતિને લેઇ આવ્યો, તેનો ઉકાળો દરદીને પાવાથી તરતજ પેશાબ વાટે પારો નિકળવા લાગી દરદી સ્વસ્થ થવા લાગ્યો. અને બે, ત્રણ દિવસ ઉપચાર કરવાથી તદન સારો થઇ ત્યારબાદ પચ્ચાશ વર્ષ સુધી જીવ્યો. અને એ અરસામાં તેને બે છોકરા અને પાંચ છોડીઓની પ્રજા થઇ.

આ બનાવ અત્રે સાઠેક વર્ષ ઉપર બનેલો હોવાથી, આજથી સુમારે વીશેક વર્ષ ઉપર સદરહુ દરદીના મુખથી આ હકીકત અમારા સાંભળવામાં આવી હતી અને તેથી એવા અદભુત ગુણવાળી કઇ વનસ્પતિ હશે તેના શોધ માટે અહરનિશ પ્રયત્ન ચાલુ હતો, પરંતુ કંઇ પત્તો મળી શક્યો નહી. પરંતુ આજથી સુમારે પાંચેક વર્ષ ઉપર પ્રખ્યાત યુનાની હકીમ અકબરખાનના ચરક, સુશ્રુતની માફક પ્રમાણભૂત ગણાતા તિબ્બે અકબરી નામના ગ્રંથમાં વાંચવામાં આવ્યું કે:—

જે મનુષ્યે કાચું રસાયન હિંગળોક, રસકપુર, પારો વિગેરે ખાધું હોય, અથવા ચલમમાં નાંખી ધુમાડા મારફતે પીધું હોય,

તેના લીધે તેના શરીર ઉપર ફોલ્લા, ચાંદાં વિગેરે થઇ કોઢ જેવી દશા થઇ હોય, અથવા તો બીજો કંઇ ઉપદ્રવ થયો હોય તો, ગળીના એક છોડવાને મુળ સુદ્ધાં ઉપાડી લાવી કુટો ખોખરો કરી એક માટીના વાસણમાં પાણી સાથે ઉકાળી ગળી લેઇ, પછી સવારના ભૂખ્યા પેટે દરદીને તેમાંથી એક પ્યાલો પાણી પાવું, અને ત્યારબાદ દરેક દશ મિનિટે સદરહુ ઉકાળાનું પાણી એક, એક પ્યાલો પાયા કરવું. એ મુજબ સાંઝ સુધી પાણી પાયા કરવું, અને કંઇ પણ ખોરાક આપવો નહિ. જેથી સઘળો પારો પેશાબ માર્ગે નિકળી જાય છે. આ ઉપાય અસર કરે છે કે કેમ તેની ખાત્રી કરવી હોય તો સઘળો પેશાબ કાંસાના અગર ચીનાઈ માટીના વાસણમાં ઝીલી રાખવો. જેથી તેના તળીએ ઠરેલો પારો દૃષ્ટિએ પડશે. જો કે આ ઇલાજથી એકજ દિવસમાં ફાયદો થાય છે, છતાં જો વધારે જરૂર જણાય તો બીજા દિવસે પણ એ પ્રયોગ કરવો. અને જ્યારે પેશાબમાં પારો આવતો બંધ થાય ત્યારે આ પ્રયોગ બંધ કરવો.

ઘણા પ્રયત્નને અંતે એકાએક આ પ્રયોગ વાંચવામાં આવ્યાથી, અને વાપરવાની કૃતિ તથા ફળશ્રુતિ ઉપરોકત બાજીગરના પ્રયોગને અક્ષરશઃ મળતી આવવાથી, પ્રસંગ મળતાં આજ સુધીમાં પાંચેક દરદીઓ ઉપર તેને અજમાવી જોતાં ઘણું ફત્તેહમંદ પરીણામ આવ્યું છે. ઊંટ વૈદ્યોના હાથે કાચા રસાયનો ખાઇ દર વર્ષે હજારો મનુષ્યોની જીંદગી જોખમમાં આવી પડે છે, તેઓને આ પ્રયોગ અવસ્ય ફાયદાકારક થઇ પડશે.

---

# ચણોઠી.

સં. ગુંજા, ઉચ્ચટા હિં. ચિરમિટી મ. ઘુંઘચી લા. Abrus precatorius.

વર્ણન—આખા હિન્દુસ્થાનમાં તેની ઉત્પતિ થાય છે. તેમજ તેનાં બીજ સોનું તોલવામાં વપરાતાં હોવાથી સર્વત્ર પ્રસિદ્ધ છે, જેથી વિશેષ ઓળખાણની જરૂર નથી. એની લાલ, ધોળી અને કાળી એવી ત્રણ જાતો થાય છે. જેમાં લાલ દરેક સ્થળે થાય છે, ધોળીની ઉત્પત્તિ એનાથી ઓછી થાય છે, અને કાળીની વધારે અછત છે.

જડીબુટ્ટી તરીકે ઉપયોગ—ચણોઠીનાં બીજ કે જેને ગામડાના લોકો ચણોઇના નામથી પણ ઓળખે છે, તે આંખમાં પડેલા જુના ખીલો તથા ફુલાંને માટે અકસાર ઈલાજ જણાયો છે. ખીલ તથા ફુલનું દરદ જ્યારે જુનું થાય છે, ત્યારે દરદીની ફરીથી આંખો લાવ્યા સિવાય તે મટતું નથી; માટે એવા દરદીઓ સારૂ ચણોઠીનો ઉપયોગ કરવાથી તેની રક્તહીન—લોહી વગરની ફીકીફ્ચ થઈ ગયેલી આંખો જોઈતો ક્ષોભ પામીને સરક્ત (લાલ) થાય છે, અને તેના લીધે ખીલ અને ફુલાને જોઈતું રક્ત પેહોંચવાથી તે ઓગળી જાય છે. આ કામ માટે સફેદ ચણોઠીનાં બીજ ઉપરનાં ફોતરાંને કાઢી નાંખી અંદરની મીંજને બારીક ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ બનાવી, વીશ તોલા ગરમ પાણીમાં એ ચૂર્ણ સિત્તેર ચણોઠીનું નાંખી ચોવીશ કલાક ભીંજાવા દેઈ પછી પાંણીને ગળી લેવું. આ પા-

ણીનાં જુજ ટીપાં આંખમાં નાંખવાથી આંખો ઊઠી આવે છે, અને ફુલાંને રક્ત પહોચીને ગળી જાય છે. જુના ખીલ, તાપોડીયાં મટાડવાને માટે આ કરતાં જોરદાર પાણી કરાય છે. એટલે ચણોઠીનું ઉપર કહેલી રીતે બનાવેલું ચૂર્ણ એક તોલો અને પાણી વીશ તોલા સાથે મેળવી ચોવીશ કલાક ભીંજાવી ગાળી લીધેલું પાણી વપરાય છે.

આંખનાં દરદોની સારવાર કરનાર પ્રસિદ્ધ નેત્ર વૈદ્ય ડૉકટર ડીવેકર જો કે ઉપર મુજબ પોતાનો અનુભવ બતાવે છે, પરંતુ ઈન્ડીયન પ્લેન્ટસ એન્ડ ડ્રગ્સના કર્ત્તા નાડકર્ણી સાહેબ લખે છે કેઃ—બત્રીશ બીજ લેઇ તેઓ ઉપરનાં ફોતરાં કાઢી નાંખી અંદરના મીંજને બારીક ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ બનાવી તે ચૂર્ણને સોળ ઔંસ ઠંડા પાણીમાં ભીંજવી રાખવું. પછી તેમાં બીજું સોળ ઔંસ ગરમ પાણી મેરવું, અને જયારે તે ઠંડુ થાય ત્યારે ગળા લેવું. જ્યાં સુધી આંખમાં પુરતી લાશાશ, સોજો વિગેરે ઊત્પન્ન થાય નહિ, ત્યાં સુધી કેટલીએક વખત આ પ્રવાહીનાં ટીપાં આંખમાં નાંખવાં. ઘણું કરી એકાદ વખત આ પ્રવાહી આંખમાં નાંખ્યા પછી આંખ દુખવા આવવાની પીડા શરૂ થાય છે, અને ત્યાર પછી બે, ચાર વખત આ પ્રવાહી આંખમાં નાંખવાથી બીજે દિવસે આંખનાં પોપચાંનો સખ્ત સોજો ઉઠી આવે છે; જે પ્રકૃતિ અનુસાર પાંચથી પંદર દિવસ સુધી લંબાય છે. ત્યાર બાદ તે ધીમે ધીમે ઘટતો જાય છે, અને દરદી ખીલ તાપોડીયાં અથવા ફુલાથી મુકત થાય છે.

જો કે આ મુજબ તેમાં અજબ ગુણ રહેલો છે, તોપણ રતા-

વાળી એટલે દુઃખવા આવેલી આંખો તદન સારી થયા પહેલાં જો તેનો ઉપયોગ કરવામાં આવે, તો ગુણના બદલે અવગુણ થાય છે એ વાત સુજ્ઞ વૈદ્યે ધ્યાનમાં રાખવી. ઊંટ વૈદ્યોએ તો આ ઉપાય કદીપણ યોજવો નહિ. કેમકે એવા અર્ધદગ્ધ વૈદ્યો આંખની ખરી સ્થિતિ પારખવાને ના લાયક હોય છે. પરંતુ સમજુ વૈદ્ય દુઃખવા આવેલી આંખો તદન સારી થયા બાદ જુનાં દરદો ઉપર આ પ્રયોગવડે સારી રીતે યશ મેળવી શકશે.

આ પ્રયોગ અમે પણ કેટલાએક દરદીઓ ઉપર અનુભવી જોયો છે.. રતાશ વગરની ફીકી આંખવાળા દરદીની આંખમાં બે, ચાર વખત આ પ્રવાહી નાંખવાથી આંખો સૂઝીને લાલચોળ થાય, એટલે પછી પ્રવાહી નાખવાનું બંધ કરી દેઇ દરરોજ ઘી આંજવું. કોઇની પ્રકૃતિવશાત્ આ પ્રયોગ માફક નહિ આવવાથી આંખો અત્યંત સૂઝી અસહ્ય પીડા થાય. તો આંબલીનો ગર્ભ પાણીમાં ઓગાળીને તે પાણી આંખમાં આંજવું, તેમજ આંખની આજુબાજુ લેપ કરવો. એટલે આઠ દશદિવસમાં આંખો પાછી સારી થશે, અને ખીલ, તાપોઢીયાં કે ફુલાંનું દરદ નાબુદ થશે.

આ સિવાય વળી ટાલ પડેલા માથા ઉપર વાળ ઊગાડવાનો એમાં અકસીર ગુણ માલુમ પડયો છે, અને એ કામ માટે તેનો ઉપયોગ કરવાની રીત પ્રખ્યાત ભોજ રાજા પોતાના રાજ માર્તંડ નામે ગ્રંથમાં એવી બતાવે છે કેઃ

ચણોઠીનાં ફોતરાં કાઢી નાંખી કપડે ચાળેલો ભૂકો પાંચ તો-

લા લેઈ તેને ભાંગરાના રસના સાત પુટ દેવા. પછી એલચી, જટા-માંસી, કપુર કાછલી અને ઉપલેટ એ દરેક પાંચ પાંચ તોલા લેઇ ખાંડી પાણી સાથે લસોટી ચણોઠીના ભૂકા સાથે મેળવી દેઇ તેમાં દશશેર પાણી અને સાઠ તોલા તલનું તેલ મેળવી ઊકાળતાં, પાણીનો ભાગ બળી જઇ તેલ માત્ર બાકી રહે એટલે ગાળી લેવું. એ તેલ માથામાં નાંખવાથી ટાલની જગ્યાએ નવા વાળ ઊગે છે. વળી જે સ્ત્રીઓને પોતાના વાળ વધારવા હોય તેના માટે પણ આ તેલ બહુ ઊત્તમ છે.

---

# ચંબેલી.

**સં**. જાતી. **હીં**. ચંબેલી, **મ**. જાઇ **બં**. ચામિલી. **લા** જેસ્મિનમ્ ફ્લેકસાઇલિસ.

**વર્ણન**—ચંબેલીના વેલા થાય છે. એનાં ફુલો સફેદ, બારીક પાંખડીનાં અને મધુર વાસવાળાં હોવાથી બગીચાઓમાં તેને ઉછેરવામાં આવે છે. પાંદડાંનો આકાર જુઇને મળતો હોય છે. એ સર્વત્ર પ્રસિદ્ધ હોવાથી વિશેષ વર્ણનની જરૂર નથી.

**જડીબુટ્ટી તરીકે ઉપયોગ**—ચંબેલીના કુમળાં પાંદડાંનો રસ તોલા બે, ગાયનું ઘી તોલા બે, અને એક રતીભાર રાળની ભૂકી સાથે મેળવીને દરરોજ સવારમાં પીવું. એમ સાત, દશ અગર પંદરેક દિવસ પીવાથી ગરમીનું દરદ તદન નાબુદ થાય છે. ખોરાકમાં માત્ર ઘઊંની રોટલી, ભાત, ઘી, સાકર અને દુધ રોટલી એ ચીજોજ વાપરવી.

આ ઉપાય પ્રથમ શ્રી વ્યંકટેશ્વર પ્રેસ તરફથી છપાયેલા બૃહન્નિઘંટ રત્નાકર નામે ગ્રંથના ઉપદંશાધિકારમાં વાંચવામાં આવ્યો હતો. જે ઉપરથી અનુભવ લેતાં અકસીર માલુમ પડયો છે. જો બરાબર પથ્ય રાખી ઉપયોગ કરવામાં આવે તો ગુહ્યભાગની ચાંદી, સાંધાઓનું જકડાવું, છાતી તથા માથાનો દુઃખાવો, ગરમીનું શરીરે ફુટી નિકળવું વિગેરે તમામ વિકારો એકદમ મટી જાય છે. અને દરદીને રસકપુર જેવી ઝેરી અગર તો સારસાપરેલા, પોટાસ આયોડીડ વિગેરે જેવી મોંઘી ઔષધિઓના સેવનની ખટપટમાં ઉતરવું પડતું નથી, એટલુંજ નહિ પરંતુ મંજીષ્ટાદિક્વાથ અને કીશોર ગુગળના લાંબા સેવનથી પણ જે કાર્ય થતું નથી, તે કાર્ય માત્ર થોડા જ સમયમાં આ ઔષધ કરી શકે છે.

---

## ડુંગળી.

સં. પલાંડુ. हिं प्याज. म. कांदा. बं. पेंयाज. इ. Onion Alhimmsepa.

વર્ણન—ડુંગળી સર્વત્ર પ્રસિદ્ધ છે. એની લાલ તથા ધોળી એવી બે મુખ્ય જાતો છે. તેમાં ઔષધના કામમાં ધોળી ડુંગળી વિશેષ વપરાય છે.

ઉપયોગ—નાકવાટે પડતું લોહી બીજા કોઇ પણ ઉપાયથી બંધ ન થતું હોય તો, એક ડુંગળીને ફોલી તેની બે ફાડો કરી તેમાંની એક ફાડને દરદીને ગળે બાંધી રાખવાથી તરતજ લોહીનું પડવું બંધ થાય છે. વળી એના રસના સંયોગથી હિંગળોકની ભ-

સ્મ એવી ઊત્તમ થાય છે કે, જે કોઇ પણ જાતનો ઉપદ્રવ નહિ કરતાં ધાતુપુષ્ટીનું કામ ઘણી સરસ રીતે બજાવે છે. એ ભસ્મ બનાવવાની રીત એવી છે કેઃ—

પાંચ તોલા હીંગળોકનો સમચોરસ આખો કટકો લેઇ, તેને એક માટીની મજબુત ઠીબમાં મૂકી તેની આસપાસ અડોઅડ દસ તોલા આખાં લવિંગની પાળ કરવી. પછી તેને ચુલે ચઢાવી નીચે અગ્નિ સળગાવવો. અને હિંગળોકના કટકા ઊપર થોડો થોડો ડુંગળીનો રસ રેડવો. અગ્નિમંદ, મંદ સળગાવવો, અને એક વૂખત નાંખેલો રસ શોષાઇ જાય એટલે ફરીથી રેડવો. એમ વારંવાર કરતા જઇ આઠ મણ ડુંગળીનો રસ ધીમે ધીમે પાઇ દેવો. અગ્નિ રાત્રિ દિવસ એક સરખોજ રાખવો જોઇએ એવું કંઇ પ્રયોજન નથી. પરંતુ માત્ર આઠમણ ડુંગળીનો રસ પાવો એટલીજ મતલબ છે. માટે દરરોજ ફુરસદ મુજબ કામ કરવું. પરંતુ એટલું યાદ રાખવું કે જ્યાં સુધી અગ્નિ સળગતો હોય ત્યાં સુધીમાં ઠીબમાંનો હિંગળોક કોરો પડવા દેવો નહિ. કેમકે જો તે કોરો પડી જશે તો અગ્નિના તાપથી ઉડી જશે. આ પ્રમાણે તૈયાર કરેલો હિંગળોક વાટી શીશીમાં ભરી રાખી એકાદ ચોમાસું ગયાબાદ ઉપયોગમાં લેવો. દરદીનું બળ તથા દેશ, કાળ વિગેરેનો વિચાર કરી એક ચોખાપુરથી એક રતી સુધીની માત્રા આપવી. વાયુનાં દરદોમાં તુલસીના રસમાં, પીત્તનાં દરદોમાં માંખણ સાથે, અને કફનાં દરદોમાં નાગરવેલના પાન સાથે કે મધમાં આપવો. એ સિવાય ધતુ ક્ષીણુતા, સુવારોગ, સંગ્રહણી, નપુંસકતા વિગેરે ઉપર પણ ઉપયોગ કરી શકાય છે. પથ્ય બરાબર રાખવું. કેવળ દુધ, ભાત, ઘઉની

રોટલી અને ઘી એટલેજ ખોરાક લેવો. બ્રહ્મચર્ય પાળવું.

સોમલ, હરતાલ, અને હિંગળોક જેવી ચીજોનો ઉપયોગ કરતા પહેલાં દરદીની જાત, દરદ, અહાર વિહાર, બળાબળ, અને પથ્યનો પુરો વિચાર કરવો. કેમકે અયોગ્ય વર્ત્તનથી ફાયદાને બદલે વિપરીત પરીણામ આવે છે એ ધ્યાનમાં રાખવું.

---

## તમાકુ.

**સં.** ક્ષારપત્રા. **હિં**, તમાખુ. **મ.** તમ્બાખુ. **ગુ.** તમાકુ. **બં** તમાકૂ. **ફા.** તંબાકુ. **અ.** તંબાકુ. **ઇં** Indian tobacco. **લા.** Nicotiana tabacum.

**વર્ણન**—તમાકુ દરેક જગાએ મળતી હોવાથી તેની ઓળખાણની જરૂર નથી.

**ગુણ**—તમાકુ પિત્તકારક, તીખી, ગરમ, બસ્તીને શોધનારી, મદ ઉપજાવનાર, ભ્રમકારક, કડવી, દષ્ટિને મંદ કરનારી, સારક, ઉલટી કરનાર, વાયુને અનુલોમ કરનાર, કફ, ખાંસી, શ્વાસ, વાયુ, કૃમિ, દાંતનાં દરદો અને લીખ, જુ, વીંછીનું ઝેર તથા સોજાનો નાશ કરનાર છે.

—નિઘંટ રત્નાકર.

આ વસ્તુ થોડાક સમય ઉપર આ દેશમાં દાખલ થયેલી હોવાથી પ્રાચિન ગ્રંથોમાં એના ગુણદોષનું વર્ણન જોવામાં આવતું

નથી. માત્ર થોડાક સમય ઉપર રચાએલા નિઘંટ રત્નાકર ગ્રંથમાં તેના ઉપર મુજબ ગુણો લખાએલા છે. પરંતુ તે ઉપરથી તેનો ખાસ ઉપયોગ શું છે તે સિદ્ધ થઈ શકતું નથી. પરંતુ અનુભવથી સમજવામાં આવ્યું છે કે બાળકોને થતી નઠારી ઉધરસ કે જે ઉ-ટાંટીઆના નામે ઓળખાતી હોઇ, દર વર્ષે હજારો નિર્દોષ બાળકોનો પ્રાણુ લે છે તેના ઉપર એ અકસીર ઇલાજ છે. અને તે નીચે મુ-જબ વપરાય છે.

કાળી તમાકુનાં ડાંખળાં એક શેર લેઈ તેના કડકા કરવા, અને તેટલોજ સિંધવ લેઇ વાટીને ચૂર્ણ કરવું. પછી માટીની એક હાં-લ્લીમાં પ્રથમ થોડાં એક ડાંખળાં પાથરી તેના ઉપર સિંધવ પાથ-રવો, અને તેની ઉપર પાછાં ડાંખળાં પાથરી ઉપર સિંધવ પાથરવો. એવી રીતે ડાંખળાં અને સિંધવનો અનુક્રમે એક બીજા ઉપર થર કરી તે હાંલ્લીને ચુલે ચઢાવી નીચે તાપ કરવો. અને તમાકુનાં ડાં-ખળાં બળી કોલસા જેવાં થાય એટલે નીચે ઊતારી તે ડાંખળાં તથા સિંધવને સાથે વાટી ભુકી કરવી. ડાંખળાંને બાળતી વખતે એવી સાવચેતી રાખવી કે તેની છેક રાખોડી થઇ જાય નહિ, પરંતુ માત્ર કોલસા જેવાં કાળાં થાય એટલે તરત ઉતારી લેવું; અને પછી તે ભૂકીને શીશીમાં ભરી રાખવી. બાળકની ઉમરના પ્રમાણમાં અ-ડધાથી એકવાલ સુધી તે દવા લેઈ નાગરવેલના એક પાકા પાનના રસમાં મેળવી તેમાં બે ફોલેલી એલચીનું ચૂર્ણ મેળવી પાઇ દેવી. એ પ્રમાણે દિવસમાં બેથી ત્રણ વખત દવા આપવી. કદાચ કોઇ બાળકને એનાથી એકાદ ઉલટી થાય તો તેથી ગભરાવું નહિ. કારણ

એમ થવાથી ઉલટીમાં છાતીમાંથી કફની જાળ નિકળી જઇ વ્હેલો આરામ થશે.

ઉટાંટીઆ સિવાય બીજી સાદી ઉધરસમાં પણ આ દવા સારી અસર કરે છે. મોટા માણસને ખાંસીમાં આ દવા દિવસમાં બેથી ત્રણ વખત દરેક વખતે એકથી દોઢ વાલ જેટલી, અને બાળકોને ઉમરના પ્રમાણમાં ૦। થી એકવાલ જેટલી લેઇ મધ સાથે આપવાથી આરામ થાય છે. વરાધમાં ગરણીના એકાદ, બે બીજના ચુર્ણ સાથે અને સસણીમાં અરડુસીના રસ સાથે વાપરવાથી આરામ થાય છે.

સુરતના પ્રખ્યાત વૈદ્યરાજ શા. તિલકચંદ તારાચંદને આજથી લગભગ ત્રીશેક વર્ષ ઉપર કોઇ મહાત્માએ આ ઇલાજ બતાવ્યો હતો, જેનો પોતાનાં દરદીઓમાં અનુભવ લેતાં અકસીર જણાયાથી જાહેર ખબરો છપાવી પેટંટ દવા તરીકે વેચવા માંડયો હતો. અને તેનો ઉપયોગ કરનાર દરેક બાળકોને આરામ થતો હોવાથી તેની હજારો શીશીઓ ખપતી હતી. પરંતુ એ રોગથી પીડાતાં હજારો બાળકોની દયાની ખાતર સદ્દરહુ વૈદ્ય રાજની આજ્ઞાથી સને ૧૯૧૫ ના જુલાઇ માસમાં વૈદ્યકલ્પતરૂ પત્રમાં એ ઇલાજ પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો. ત્યાર બાદ અમારા ઔષધાલયમાં પણ તેનો બહોળો અનુભવ લેવામાં આવ્યો છે; માટે તેનો વિશેષ પ્રચાર થવો ઘટે છે.

આ ઔષધ તૈયાર કરવામાં તમાકુનાં ડાંખળાં ઘણાં જાડાં કે થડ તરફનાં પોલાશ વાળાં નહિ લેતાં પાંદડાંની વચમાંનો ડાંકાજ લેવો. તમાકુનું વ્યસન આજકાલ ઘેર ઘેર જડ ઘાલી બેઠેલું હોવા-

થી સર્વત્ર નિંદાય છે, તેમાં પણ આવો દીવ્ય ગુણ સમાએલો છે એ જોઈ ઇશ્વરની અનહદ લીલાનું ભાન થાય છે.

---

## તલવણી ( આડીઆ કરહણ )

**સં.** તિલપર્ણી, કર્ણસ્ફોટા **હિં.** હુલહુલ, હુરહુર **મ.** કાન ફોડી **ગુ.** પીળી તલવણી **લા** Cleeme Viscosa.

**વર્ણન**—પીળી તલવણીના છોડવા ચોમાસે ઉગે છે, તે ૦ાા થી ત્રણ કે પાંચ ફીટ ઊંચા થાય છે. એ છોડવા એક તરસાની માફક લાંબા અને લાંબા એકલડાંડીએ ઉંચા વધી ગયેલા હોય છે, અથવાતો ઊંચી ચઢતી ઘણી શાખાઓવાળા એક ઝુમરની માફક ભરાયેલા હોય છે. તેના ઉપર સાદા અથવા ગોળ મથાળાંવાળા ચીકણાવાળ આવેલા હોય છે, અને તેમાંથી અણગમતી વાસ નિકળતી હોય છે. એના છોડવાના નીચલા ભાગમાં ઘણું કરીને પંચપર્ણી અને ઉપરના ભાગમાં ત્રીપર્ણી પાન આવેલાં હોય છે. એનાં ફુલ પીળાં અને સીંગો ૦ાા થી ૩ાા ઇંચ લાંબી અને બે લાઈન જાડી હોય છે.

તલવણીની ધોળા ફુલવાળી અને પીળા ફુલવાળી એમ બે જાતો થાય છે, અને કેટલી એક જગ્યાએ તેને આડીયા કરૂહણ, બોરો વિગેરે નામથી પણ ઓળખે છે. અત્રે લખેલા ગુણો પીળી જાતનાજ સમજવા.

**ઉપયોગ**—આ વનસ્પતિ પ્લેગ જેવા કષ્ટ સાધ્ય દરદ ઉપર

અકસીર માલુમ પડી છે. એના પાંદડાં ડીંટી, મૂળ, ફુલ વિગેરે બધો પંચાંગ લેઈ પથ્થર ઉપર બારીક વાટી એક રૂપીઆ જેવડી બે લુગદીઓ બનાવવી. પછી જે બાજુએ પ્લેગની ગાંઠ નિકળી હોય તે હાથની નાડી ઉપર એક લુગદી સવળી બાજુએ અને બીજી અવળી બાજુપર મૂકી, મલમલના સ્વચ્છ કપડાનો તેના ઉપર પાટો બાંધવો. બે, ચાર કલાક પછી એ પાટો છોડવાથી આંગળા જેવડો ફોલ્લો ઉપડશે, તેને સોયથી ફોડી નાંખી ઝેરી પાણી નિકળી જવા દેવું. પછી ઘી લગાવવું. આમ કરવાથી પ્લેગની ગાંઠ બેસી જઈ સેંકડે પંચાણું મનુષ્યને અવશ્ય આરામ થાય છે.

વળી એકાંતરીઆ, ચોથીઆ વિગેરે ટાઢીયા તાવમાં પણ એનાં પાંદડાંને વાટી ઉપર મુજબ લુગદી બનાવી, જમણા હાથની કોણીની પાછલી બાજુએ મૂકી તેના ઉપર એક ઠીકરી રાખી કપડાથી પાટો બાંધવો. જે ચાર, પાંચ કલાકે છોડવાથી ફોલ્લો ઉપડી આવશે. જે ઉપર મુજબ સોયથી ફોડી ઘી ચોપડવાથી તાવ આવતો અટકી જશે.

વળી એના યોગથી હરતાલ, સોમલ, ત્રાંબા વિગેરેની ભસ્મ પણ સારી જાતની થાય છે, અને તે નીચેની કૃતિથી તૈયાર થાય છે. સારી રીતે શોધેલી હરતાલ અથવા સોમલ દોઢ તોલો લેઇ તેને એક કપડ માટી કરેલી માટીની હાંડલીમાં મૂકી, તે હાંડલીમાં એક શેર આકડાનું દુધ તથા તલવણીના રસને ઊકાળી માળા જેવો ઘટ્ટ કરેલો ઘન દશ તોલા ભરી, તે હાંડલીના મહોડાપર શરાવલું ઢાંકી સાંધા ઉપર કપડ માટી કરી, પછી છાતીપુર ઊંડો ખોદેલો એક ખાડો અડધ સુધી અડાયાં છાણાંથી ભરી, તેના ઉપર એ હાંડલી

# માલકાંકણી.

**સં.** જ્યોતિષ્મતી, કંગુની, **મ.** માલ કાંગોણી. **હી.** માલકંગની, **બં** લતાફટકી, **फा.** કાલ, **લા.** સિલેસ્ટ્રસ્ પેનિક્યુલેટા.

**વર્ણન**—માલકાંકણીના વેલા થાય છે, અને કાંટાવાળાં ઝાડવાં તથા વાડોની નજીક ઊગી તે ઘણા લાંબા વધી બીજાં ઉંચાં ઝાડો ઉપર ચઢી જાય છે. પાંદડાં છેટે છેટે આવેલાં હોઇ તે બેથી પાંચ ઈંચ લાંબાં અને એકથી ત્રણ ઈંચ પહોળાં હોઈ, આકારમાં લંબગોળ અગર તળએથી સાંકડાં અને મથાળેથી પહોળાં, કે મથાળે સાંકડાં અને તળીએ પહોળાં એમ તરેહવાર હોય છે. પાંદડાં દેખાવમાં જરા નરમ હોઈ તેને ચોળતાં તેમાંથી જરા તીખી વાસ આવે છે, અને સ્વાદ દાહક હોય છે. શાખાઓને છેડે ફુલની લાંબી શેડો આવે છે. તેમાં ૦ થી ૦ાા ઈંચ જેટલા વ્યાસનાં પીળાશ લેતા લીલા રંગનાં ફુલો વૈશાક, જેઠમાં આવે છે. અને આષાઢ-શ્રાવણમાં ગુંદીનાં ફળ જેવડાં લીલા રંગનાં ફળોના ઝુમખા બેસે છે. તે પાકે છે ત્યારે પીળા રંગનાં થઈ કપાસનાં કાલાંની માફક ઊઘડી જાય છે. તેમાં પડદાની અંદર ગોળ, ચપટાં અને પીળા રંગનાં બીજ રહે છે. એ બીને પીલીને કાઢવાથી તેમાંથી રતાશ મારતું અથવા પીળું તેલ મળી આવે છે. તેનો ગંધ તીવ્ર હોય છે. અને જો સલફયુરીક એસીડમાં મેળવવામાં આવે તો તેનો રંગ કાળો થઈ જાય છે. એ તેલને થોડીવાર પડી રહેવા દીધું હોય તો તેના નીચે ચરબીના જેવો થર થઇ જાય છે.

**ગુણ**—ज्योतिष्मतीकटुस्तिक्तासराकफसमीरजित् ।

अत्युष्णाऽग्निकरी तीक्ष्णा वह्निबुद्धिस्मृतिप्रदा ॥

માલકાંકણી તીખી, કડવી, સારક, કફ અને વાતનાશક. અત્યંત ગરમ, ઊલટી કરનાર; તીક્ષ્ણ તથા જઠરાગ્નિ, બુદ્ધિ અને સ્મરણશક્તિને આપવાવાળી છે. —મદનપાલ.

આ ઔષધિમાં બુદ્ધિ ખીલાવવાનો અજબ ગુણ છે, એવું પ્રાચીન ગ્રંથોથી માલુમ પડે છે. પરંતુ હાલમાં તેવો અનુભવ કોઇ ભાગ્યેજ લે છે.

કહેવાય છે કે તૈલંગણ દેશમાં ઇલેશ્વર નામે નગર છે, તેમાં સોળમા સૈકામાં ઇલેશ્વરોપાધ્યાય નામનો સમર્થ વિદ્વાન્ બ્રાહ્મણ હતો; જેના ત્યાં ૫૦૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા હતા. કેટલાએક મંદબુદ્ધિના શિષ્યોના માટે તે પંડિતે આ ઔષધિનો ઉપયોગ કરવાથી, તેમની બુદ્ધિ એટલી બધી વધી હતી કે ગમે તેવાં કઠીણ શાસ્ત્રોપણ તેઓ સરળતાથી શીખી જતા હતા. આ પંડિતને નાચી નામની એક પુત્રી હતી. જે જુવાનીમાંજ વિધવા થયેલી હોવાથી વિદ્યાભ્યાસમાંજ પોતાનું જીવન ગાળવાનો તેણે નિશ્ચય કર્યો હતો. માલકાંકણીનું તેલ પુષ્કળ પ્રમાણમાં પીવાથી બુદ્ધિ ઘણી ચપળ થાય છે, અથવા તો તેનાથી પાંચ કલાકમાં મૃત્યુ થાય છે, એવી વાત તેણીએ પીતાના મુખથી સાંભળેલી હોવાથી એક દિવસ અનુભવ લેવાને તે તેલ તેણીએ પુષ્કળ પ્રમાણમાં પીધું. થોડા વખતમાં એ તેલની ગરમીને લીધે તેના આખા અંગમાં એવો દાહ થવા લાગ્યો કે તેથી અકળાઇને બાવરી બની તે એક કુવામાં પડી. તેના પીતાને આ વાતની ખબર પડતાં તે કુવા ઉપર ગયો. અને નાચીને કહ્યું કે પાણીમાં રહેવાથી તારી ગરમી શમાઇ જશે. પછી કેટલાએક કલાક સુધી તે પાણીમાંજ રહે એવી તજવીજ કરી આપવાથી તેની સર્વે

ગરમી શાન્ત પામી એટલુંજ નહિ પરંતુ તેની બુદ્ધિ એટલી બધી તીવ્ર થઈ કે થોડી મુદતમાં સર્વે શાસ્ત્રો અને કળામાં પ્રવીણ થઇ કઠીણ વિષયો ઉપર શીઘ્ર વ્યાખ્યાન આપવા ઉપરાંત શીઘ્ર-કવિતા કરવા લાગી.

---

વૈદ્યશિરોમણિ વાગ્ભટ્ટ પોતાના રસ રત્નસમુચ્ચય નામના ગ્રંથમાં જણાવે છે કેઃ—માલકાંકણી નામની વેલ પીળાશ પડતા રંગની તથા પીળાં સુશોભિત ફૂલોવાળી થાય છે. એ માલ કાંકણીનાં બીજ આષાઢ માસમાં શુકલ પક્ષમાં લાવવાં, અને તેને તલની માફક ઘાણીમાં પીલાવીને તેલ કાઢવું. અથવા ખાણીએ ખાંડી કપડામાં નાંખી મુઠીથી નીચોવી તેલ કાઢી ગાળી લેવું. પછી તેલ જેટલું ગાયનું દુધ અને તેલથી ચોથા ભાગનું મધ નાંખી ધીમા અગ્નિથી પકાવતાં, રસનો ભાગ બળી જઇ તેલ માત્ર બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેઈ, તેને એક ઘીના રીઢા વાસણમાં અથવા કાચની બાટલીમાં ભરી તેમાં ચણકબાબ, કપુર, તજ અને જાયફળ એ બધાં સરખાવજને લેઇ કરેલું ચૂર્ણ તેલના વજનથી આઠમા ભાગનું નાંખી, તે વાસણનું મ્હોડું બંધ કરી અનાજના ઢગલામાં એકવીશ દિવસ રાખી મૂકવું. પછી બહાર કાઢી ગાળી લેઇ સંભાળથી રાખી મૂકવું.

સવારમાં સૂર્યોદય વખતે ચાર તોલા જેટલું એ તેલ પીવડાવવાંથી થોડીવારમાં પીનાર માણસ બેભાન થઇ જશે. પછી ધીમે ધીમે શુદ્ધિ આવશે ત્યારે તે બુમો પાડવા તથા રોવા લાગશે. જ્યારે તેને ભૂખ લાગેલી જણાય અને ખાવા માગે ત્યારે દુધ

ભાતનો ખોરાક આપવો. એ પ્રમાણે હમેશાં ચાર, ચાર તોલા તેલ પીવડાવવું, જે પ્રકૃતિને માફક આવતા સુધી પ્રથમની માફકજ સ્થિતિ હમેશાં થશે. પરંતુ પંદર, વીશ દિવસ પછી તેવો કંઈ ઉપદ્રવ થશે નહિ.

આ પ્રમાણે એક મહીના સુધી એ તેલ સેવનાર મનુષ્ય શ્રુતધર એટલે ખાસ અધ્યયન કર્યા સિવાય જે કંઇ સાંભળે તે બધી વિદ્યાઓ યાદ રાખવાની તીવ્ર બુદ્ધિવાળો થાય છે. બે માસ સેવવાથી સૂર્યના જેવી કાન્તિવાળો, ત્રણ માસ સેવવાથી દેવતાઓને વશ કરવાવાળો, અને ચાર માસ સેવવાથી પોતાનું શરીર કોઇ ન દેખી શકે તેવો થાય છે.

આ ઔષધિ સબંધિ આવી મતલબના બીજા પણ અનેક પ્રયોગો જુદા જુદા ગ્રંથોમાં મળી આવે છે. પરંતુ વાંચકોની ખાત્રી માટે આ બે ઉદાહરણો બસ થશે. એ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે બુદ્ધિને તીવ્ર બનાવવાનો તેમાં અજબ ગુણ છે. પરંતુ વધારે પ્રમાણમાં લેવાથી અત્યંત દાહ કરવો. બેશુદ્ધિ લાવવી, ઝાડો ઉલટી કરવાં વિગેરે ઉપદ્રવો પણ સમાયેલા છે. અને તેથી કેટલા પ્રમાણમાં પીવાથી નિર્ભય રીતે વાપરી શકાય તે વિચારવા જેવું છે.

મદ્રાસ સરકારના ઓનરેરી સરજન ખાનબહાદુર મુઈદીનશેરીફ કે જેમને નામદાર સરકારે આર્ય ઔષધિના ગુણોનો અનુભવ લેવાના કામમાં રોકયા હતા, તેઓ પોતાના લાંબા અનુભવના આધારે જણાવે છે કે:—માલકાંકણીનાં બીજને પાણી સાથે ઉકાળી અર્ક કાઢવાની રીતે કાઢવામાં આવેલું તેલ કે જેને આપણે ઓલીઅમ

નાઇઅમ અથવા તો કાળા તેલના નામે ઓળખીએ છીએ; તેમાં અને તેજ બીયાંને કચરીને કાઢવામાં આવેલા તેલમાં ખુલ્લી રીતે તફાવત છે. કારણુ ઊકાળીને કાઢવામાં આવેલું તેલ જ્યારે કાળું અને ઊગ્ર ગંધવાળું હોય છે, ત્યારે દાબીને કાઢવામાં આવેલું પીળા રંગનું અને તેલને મળતુંજ નિકળે છે. દક્ષિણુ સરકારના વિજાગાપટ્ટણુ અને મછલીપટ્ટણુમાં કાળી જાતનું તેલ ઊત્તમ રીતે કાઢવામાં આવે છે, અને તે મૂત્રલ. સ્વેદલ તથા જ્ઞાનતંતુઓને ઊત્તેજન આપનાર તરીકે સારૂં છે. બેરીબેરી નામના વ્યાધિના માટે તે સર્વોત્તમ અને ચોકસ ઇલાજ છે. બીજી દવાઓનો લાંબો ઉપયોગ કર્યા છતાં પણુ જેમને આરામ થયેલો નહિ, એવા ઘણા કેશોમાં આ તેલ શરૂ કરવાની સાથેજ ઊત્તમ અસર જણાઇ છે. આ ઔષધની પહેલીજ સરસ અસર એ થાય છે કે તેનાથી પેશાબનો જથો વધેછે, અને તેથી સોજાને હતા નહતા કરી દે છે. જે ઉપરથી પૂર્ણ સ્વરૂપમાં આવી ગયેલા જળોદરના કેશોમાં પણ મેં વાપર્યું છે, અને તેમાં પણુ સારૂ પરીણામ આવ્યું છે. મૂત્રલ તરીકે ૧૦ થી ૩૦ ટીપાં, પરસેવો લાવનાર તરીકે ૫ થી ૧૫ ટીંપાં અને જ્ઞાન તંતુઓને ઉત્તેજીત કરવાને માટે પણુ એજ પ્રમાણુથી આપવામાં આવે છે.

ફારમા કોપીઆ ઇન્ડિકા નામના પુસ્તકમાં ડોકટર બેડન પોવેલ લખે છે કે આ તેલ બેરી બેરીને માટે સર્વોત્તમ દવા છે. સંધિવા અને પક્ષઘાતમાં પણુ તે આપવામાં આવે છે. જ્યારે તેના ૧૦ થી ૧૫ ટીંપાં દિવસમાં બે વખત આપવામાં આવે છે ત્યારે તેની સંગીન ઉત્તેજક અસર થાય છે. અને થોડા કલાકમાં ક્ષીણુતા થયા સિવાય પુષ્કળ પરસેવો લાવે છે. તાજાં દરદોમાં તો તે ખાસ

અસરકારક છેજ. પરંતુ જ્યારે જ્ઞાન તંતુનાં અને પક્ષઘાતનાં ચિન્હો પૂર્ણ રીતે દેખતાં હોય છે ત્યારે પણ ખાસ અસર કરે છે,

ડૉક્ટર ડીમક જણાવે છે કે એનાં બીયાંને કચરી તેની સાથે લોબાન, લવિંગ, જાયફળ, અને જાવંત્રિ એ બધાં મળી આઠમા ભાગનાં મેળવી અર્કની રીતે તેલ ખેંચવામાં આવે છે.

આ ઉપરથી જણાય છે કે તેનું અર્કની રીતે ખેંચેલું તેલ ૩૦ ટીંપાં એટલે લગભગ બે માસા જેટલું એકી વખતે લેવાને હરકત આવતી નથી, તો પછી પીલીને કાઢેલું તેલ કે જે તેના કરતાં ઓછું તીવ્ર હોયછે, તે ચાર માસા જેટલું લેવાય તો કંઈ વાંધો આવે નહિ. પરંતુ એટલા પ્રમાણમાં લેવાથી બુદ્ધિ તીવ્ર થાય કે કેમ ? એ શંકા ઉપસ્થિત થાય છે.

ઉપરોક્ત મહાત્મા વાગ્ભટ્ટ વળી આ તેલનો ઉપયોગ કરવાની એક બીજી રીત એવી બતાવે છે કેઃ—

જમીનમાં એક હાથ ઊંડો ખાડો કરી તેમાં એક ત્રાંબાનું વાસણ મૂકવું. તેમાં એકસો તોલા માલકાંકણીનું પીલીને કાઢેલું તેલ ભરવું—પછી વાસણનું મોઢું ઢાંકણાથી બંધ કરી રેંણ દેઇ તે ખાડામાં ચારે બાજુથી ધુળ દબાવી ભરી દેવો કે જેથી વાસણનો કંઇ પણ ભાગ દેખાય નહિ. ૭ મહિના સુધી એ વાસણને જેમનું તેમ જમીનમાં રાખ્યા પછી, તે જમીન ઊપર ડાંગરનાં ફોતરાંનો સાધારણ અગ્નિ આપવો. અને જ્યારે જમીન ઠંડી થાય ત્યારબાદ વાસણને બહાર કાઢી તેમાંથી તેલ ખાવાનો આરંભ કરવો. પહેલા દિવસે એકમાસો એટલે લગભગ પંદર ટીંપાં, બીજા દિવસે બે

માસા, ત્રીજા દિવસે ત્રણ માસા અને ચોથા દિવસે ચાર માસા એટલે સાઠ ટીંપાં તેલ પીવું. પછી દરરોજ સાઠ ટીંપાંના પ્રમાણુ થીજ એ તેલ પીધાં કરવું. અને તેના ઊપર માત્ર દુધ અને મીઠું નાંખ્યા સિવાયનો ભાત કે ઘઊંની રોટલીનોજ ખોરાક લેવો. એ મુજબ બરાબર ત્રણ વર્ષનો પ્રયોગ કરવાથી તે મનુષ્ય એવો મોટો કવિ થાય છે કે જેની બરોબરી કોઇ પણ કરી શકતું નથી. અને દીર્ઘ આયુષ્ય ભોગવી શકે તેવું વજ્ર જેવું દ્રઢ શરીર થાય છે.

બેશક ! સાધારણ મનુષ્યોથી પણ બની શકે-તેવો આ નિર્ભય અને સરળ પ્રયોગ છે. આ પ્રયોગની મુદત જે ત્રણ વર્ષના માટે બતાવવામાં આવી છે તે દિવ્ય બુદ્ધિ પ્રાપ્ત કરવાને માટે છે. પરંતુ માત્ર ત્રણ માસનો પ્રયોગ કરવાથી પણ સ્મરણ શકિત, ધારણા અને બુદ્ધિ બળમાં અજાયબ જેણે સુધારો થઇ શકે છે, એવું કાશી, કાંચી, અયોદ્ધા વિગેરેના કેટલાક વિદ્વાનો કે જેઓ પોતાના શિષ્યો માટે આ તેલનો ઉપયોગ કરે છે; તેઓના મુખથી અમે સાંભળ્યું છે. તેમજ એકાદ, બે કેસોમાં અનુભવ્યું પણ છે.

ઉચ્ચ શ્રેણિનો અભ્યાસ કરતા આજકાલના યુવકો કે જેઓને અતિશય મગજમારી કરવી પડે છે. તેઓ જો આ પ્રયોગનું સેવન કરે તો બેશક ! તેઓનો અભ્યાસ ઘણોજ સુખસાધ્ય થઇ જાય.

બજારમાં ગાંધીઓને ત્યાં માલકાંકણીનાં બી પુષ્કળ જથ્થામાં મળી શકે છે. તેઓના ચપટાપણાને લેઇ અગરતો ચીકાશને લેઇ ઘાણીમાં બરાબર પીલતાં ન ફાવે તો તેમાં થોડાએક ગુણુ પાટના ટુકડા મેળવીને પીલવાથી સહેલાઇથી તેલ નિકળી આવે છે.

ધારણા અને સ્મરણ શક્તિને વધારવાનો એમાં ગુણ હોવાથી વાઇ, અને દીવાનાપણાના કેશોમાં પણ વૈદ્યો તેનો બહોળો ઉપયોગ કરે છે. કેટલીએક વખતે વાઇનું દરદ જોઇએ તેટલું સ્પષ્ટપણે ઓળખાય તેટલા જોરમાં નહોતાં માત્ર દરદીને ફેર આવી એક મિનિટના માટે બે શુદ્ધ થઇ જાય છે, અને પછી તરતજ શુદ્ધિમાં આવે છે; તથા મોઢે ફીણ વિગેરે આવતું નથી. એવા કેશોમાં તેનું તેલ બે આનીભારથી ૦। તોલાની માત્રામાં આપવાથી રામબાણ ફાયદો થય છે. વળી એ તેલના માલીસથી આંચકી તથા કોલેરામાં ગોટલા ચડવા બંધ થાય છે. નાડી વ્રણ—ભગંદરનીગળ ચાંદાં તથા ભગંદરમાં ચોપડવાથી સ્નેહમંદ રીતે રૂઝ લાવે છે. કાકચંડીશ્વર નામનો સમર્થ પ્રાચિન રસાયન શાસ્ત્રી જણાવે છે કેઃ—હલકી જાતના સોનાને વારંવાર ઓગાળીને એના તેલમાં બુઝાવવાથી તેના કસમાં વધારો થાય છે.

એ સિવાય આ ઔષધિનો બીજો એક દીવ્ય ગુણ એ અનુભવમાં આવ્યો છે કેઃ—એનાં મૂળને રવીવારે ખોદી લાવી તેમાંથી ચાર આંગળનો ટુકડો લેઇ કાળા કપડામાં શીવી રાખવો. બાદ જે સ્ત્રીને ગર્ભપાત થતો હોય તેની કમરે બાંધવાથી ગર્ભપાત થતો બંધ થાય છે

જે સ્ત્રીને વારંવાર ગર્ભપાત થતો હોય તેણે પોતાને ગર્ભ રહે ત્યારથી એ પ્રમાણે એ મૂળને કમરે બાંધી રાખવું. અને જ્યારે પ્રસવનાં દિવસો નજીક આવે ત્યારે છોડી નાંખવું. આ ટુચકો ભાર દોરીના નામે વ્યવહારમાં પ્રસિદ્ધ છે. અને તે અયોદ્ધા નિવાસી મહાત્મા સરજુદાસજી મારફત પ્રાપ્ત થયો હતો.

---

# મીઠું

**સં.**—લવણ, **હિં.** નોન, **મ.** મીઠ. **ગુ.** વડાગરૂ મીઠું, **ફા.** નિમક **ઇ** Salt **વા** Chloride of sodium

**વર્ણન**—મીઠું દરરોજના ખોરાક સાથે વંપરાતું હોવાથી સર્વત્ર પ્રસિદ્ધ છે.

ઉપયોગ—જે ચીજોને આપણે છેક નજીવી ગણીએ છીએ, તેમા પણ કેટલાએક વખતે રોગશમનનો વિલક્ષણ પ્રભાવ રહેલો જણાઈ આવે છે. મીઠું કે જે દરરોજના ખોરાકની ચીજ હોવાથી, ભોજનને રૂચિકર બનાવવા પરાંત તેમાં કંઇ વિશેષ પ્રભાવ રહેલો હોય એવું ભાગ્યેજ આપણી કલ્પનામાં આવી શકે છે. પરંતુ કેટલી એક જાતના જવરોનું શમન કરવાનો તેમાં અજબ ગુણ રહેલો છે, એવું આપણા જાણવામાં આવે છે ત્યારે આપણી આશ્ચર્યતાનો પાર રહેતો નથી. બેશક! આ અનુભવ કંઇ નવો નથી. પ્રાચિન કાળના મહર્ષિઓ તેનો એ ગુણ સારી પેઠે જાણતા હતા. છતાં પ્રમાદને લેઇ પાછળથી ગુરૂ પરંપરામાં તે સબંધિનું જ્ઞાન નષ્ટ થવાથી આપણે તેનાથી મળતો લાભ ખોયો છે. પરંતુ પશ્ચિમનો બુક નામનો એક ડોકટર એના સબંધમાં ડિમ્‌ડિમ્ વગાડીને કહે છે કેઃ—

જ્યારે હું હંગરીના અને દક્ષિણ અમેરિકાના જીલ્લાઓમાં ફરતો હતો ત્યારે ત્યાં સાલતા મેલેરીઆ તાવનો એક સાદો ઉપાય અજમાવતો હતો, જે એવો હતો કેઃ બારીક ખાંડેલું મીઠું એક

મુઠી લેઇ તેને ધીમા તાપે સાફ કડાઇમાં શેકતાં, તેનો રંગ બદલાઇને બળી ગએલી કાફી જેવો થાય ત્યારે નીચે ઉતારી ઠંડુ થવા દેઇ એક બાટલીમાં ભરી રાખવું. બાદ તેમાંથી એક મોટો ચમચો ભરીને ગરમ પાણીમાં મેળવીને દરદીને પાવું, અને બે, ત્રણ કલાક સુધી ખોરાક આપવો નહિ. આ દવા પીધા પછી દરદીને અતિશય તરસ લાગે છે, પણ તેને ઘણુંજ થોડું પાણી પીવાને આપવું. અને ભૂખ લાગે ત્યારે હલકો પરંતુ પુષ્ટી કારક ખોરાક ખાવાને આપવો, અને શરદીથી રક્ષણ કરવું, બીજા દિવસ સવારે પણ ભૂખ્યા પેટે એજ દવા પાવી એટલે તેનો તાવ તદન નાશ પામશે. એકાંતરીઆ અને ચોથીઆ તાવવાળાને તાવ ઉતરી ગયા પછી થોડીવારે આ મીઠુંજ આપવું. ભૂખ્યા પેટેજ આ દવા ફાયદો કરે છે. છેલ્લા અઢાર વર્ષોમાં ઘણાએક દરદીઓ ઉપર આ નીમકનોજ ઉપયોગ કરતાં, જેમણે બરાબર દવા તથા ખોરાકનો નિયમ રાખેલો હતો તેઓ પૈકી એક પણ દરદી નિરાશ થયો નહોતો. આ સાદા ઉપાયથી હંગરી મધ્યે હજારો મનુષ્યો સારાં થયાં છે. ઇબીસ—નામની સ્ટીમર ઉપર કામ કરનારા એક અમલદારને ઘણાં વર્ષોનો તાવ આ ઉપાયથી ચોવીશ કલાકમાં નાબુદ થયો હતો. અમેરીકાના ગરમ ભાગોમાં વસતા યુરોપીઅનોના મોટા ભાગને ઘણો તાવ આવે છે, અને દારૂ તથા કવિનાઇન લીધા છતાં પણ તેમાંના સંકડો દરદીઓ મરણ પામે છે, ત્યારે તેમની નજીકના ભાગોમાં વસતા જે દરદીઓ આ ઉપાય અજમાવે છે તેઓમાંનો દરેક દરદી સારો થાય છે.

—વૈદ્ય કલ્પતરૂ સને ૧૯૧૭

આ ડાક્ટર સાહેબ માત્ર મેલેરીયાના માટેજ મીઠાનો ઉપયોગ જણાવે છે, પરંતુ આપણા પ્રાચિન મહર્ષિ ભાવમિશ્ર તો એથી આગળ વધી એટલા સુધી જણાવે છે કેઃ—

**शटीनिशाद्वयंदारुशुण्ठीपुष्करमूलकम् ॥**
**एलागुडुचीकटुकापर्पटश्चयवासकः ॥**
**शृंगीकिराततिक्तंचदशमूलीतथैवच ॥**
**क्वाथमेषांपिबेत्कोष्णं सैन्धुचूर्णयुतंनरः ॥**
**ज्वरान्सर्वान्द्रुतंहन्तिनात्रकार्याविचारणा ॥**
**अनुभूतमिदम् ॥ भावप्रकाश ज्वराधिकारः ॥**

ષડ્કચુરો, હળદર, દારૂહળદર, દેવદાર, સુંઠ, પુષ્કર મૂળ અથવા તેની અવેજીમાં ઉપલેટ, એલચી, ગળો, કડુ, ખડસલીઓ, જવાસો, કાકડાસીંગ, કરીયાતુ અને દશમૂળ ( બીલી, અરણી, અરડુસો, શીવણુ, કાંટ્ય,સમેરવો, ગધીસમેરવો, રીંગણી, ભોંયરીંગણી અને ગોખરૂ એઓનાં મૂળ ) એ દરેક સરખા ભાગે લેઇ તેમાંથી ચાર તોલાને ચોસઠ તોલા પાણી સાથે ઉકાળતાં જ્યારે આઠતોલા પાણી બાકી રહે ત્યારે ઊતારી ગળી લેઈ, તેમાં સિંધાલુણ નાંખી ગરમાગરમ પીવાથી બધી જાતના તાવો એકદમ હણાઈ જાય છે; એમાં કંઇ પણ સંશય નથી. કેમકે અમે એનો અનુભવ કરેલો છે.

---

# લીંબુ.

**સં.** નિમ્બુક, જંબીર, **હિં.** નીંબુ, **મ.** લિંબુ. **બં** લેબુ. **ઇં.** લેમન્સ. **फा.** લિમુન **લા.** Lemonum acidum,

**વર્ણન**—લીંબુ એ દરરોજના ઉપયોગની ચીજ હોવાથી સર્વત્ર પ્રસિદ્ધ છે. એની કાગદી લિંબુ, ગોદડીઆં લિંબુ, મીઠાં લિંબુ વિગેરે જાતો છે, પરંતુ અત્રે જે ગુણો વર્ણવવામાં આવે છે તે કાગદી લિંબુનાજ સમજવા.

**જડીબુટ્ટી તરીકેનો ઉપયોગ**—કાગદી લિંબુનો રસ મરડા માટે એવો અકસીર ઇલાજ માલમ પડયો છે કે એના સબંધમાં લખતાં નાડકર્ણી સાહેબ જણાવે છે કેઃ—

Lime juice is most useful in dysentery with sloughing of the Mucous membranes. Twelve ounces a day have been given with success in a hopeless case.

લિંબુનો રસ કફ ઉત્પન્ન કરનારા અવયવોના સડા સાથેના મરડામાં અત્યંત ઉપયોગી છે. અને બિલકુલ આશા છોડી દીધેલા કેશમાં પણ આખા દિવસનો થઇને તે બાર ઔંસ આપવાથી ફત્તેહમંદ પરીણામ આવે છે.

સુરતના પ્રખ્યાત વૈદ્યરાજ શા. તિલકચંદ તારાચંદ સને ૧૯૧૩ ના અકટોમ્બર માસના વૈદ્ય કલ્પતરૂમાં જણાવે છે કેઃ-લીંબુનો રસ ડુંટીઆના દરદમાં ખાસ ચોકસ ઉપાય છે. જો કે આ

રોગમાં તાવની શરૂઆતમાં દરદી ખાતો નથી, છતાં પણ તેને ભલામણ કરીએ છીએ કે એને ભુખ લાગે તો કાંજી, દુધ વગેરે કાંઇ પણ ખાવાનું ન આપતાં લીલી દ્રાક્ષ, સંતરાં, મોસંબી અને અનેનાસ જેવું ખાવાને આપજો. જો સાંધા બહુજ દુઃખતા હોય અને દરદી કલ્લાગરો હોય તો તેને માત્ર બે રૂા. ભાર ઠંડા પાણીમાં એક લીંબુ નીચોવીને પાઇ દેવું. એવી રીતે દિવસમાં બે, ત્રણ લિંબુ પાયાં કે સાંધા દુખતા નરમ પડી જાય છે. અમારા વિશ્વાસુ ગ્રાહકો પૈકી જેઓ ટુંટીયું આવતા પહેલાં તાવની સાથેજ લિંબુનો ઉપયોગ કરવા માંડે છે તેઓના સાંધા બહુ દુઃખતા નથી, અને પાછળથી શરીરે ફોલ્લીઓ પણ થતી નથી. પરંતુ જેઓ ખટાસથી ડરે છે, અને દુધની કાંજી ખાંડ નાંખીને પીએ છે અથવા ગળપણ ખાય છે; તેઓને સાંધાનું દરદ પંદર, વીશ દિવસ પહોચીને હેરાન થવું પડે છે. વળી જેઓને આ વાત ઉપર શ્રદ્ધા ન બેસવાથી ઔષધ ખાવા ઉપર શ્રદ્ધા હોય છે તેઓને દારૂડીનાં બીજ બે વાલ અને ફુલાવેલી ફટકડી એકવાલ સાથે મેળવીને પાણી સાથે પાવી. એમ દિવસમાં ત્રણવાર પાવાથી દરદ જલદી મટી જાય છે.

ઉપર મુજબે ઉક્ત વૈદ્યરાજનો અભિપ્રાય છે. એ ઉપરાંત વળી સને ૧૯૧૬ ની સાલમાં અત્રે ટુંટીયું આવ્યું હતું. ત્યારે ઘણાએક દરદીઓ ઉપર અમે પણ આ ઇલાજનો અનુભવ લેતાં સાબિત થયું છે કેઃ—જે દરદી બીજું કંઇ પણ ઔષધ નહિ વાપરતાં કેવળ ગળપણનો ત્યાગ કરી લિંબુનો ખટાશ ખાતો રહે તે વહેલો સારો થાય છે.

---

# વાકેરીનું ભાતું.

મ૦ વાકેરી ભાતે.

વર્ણન—કોંકણ પ્રાંતમાં સહ્યાદ્રિ પર્વતમાં એનાં ઝાડો થાયછે. એનાં ઝાડ કાંકરનાં ઝાડોને મળતાં હોઇ, પાંદડાં, કાંટા વિગેરે પણ કાંકરને મળતા હોય છે. એને ફુલોના લાલ તુરા આવી શીગો બેસે છે. એનાં મૂળીઆં નીચે એકાદ, બે અથવા દસ, વીશ કે તેથી પણ વધારે ફુટના અંતરે ત્રાંસા અગર ઊંડા તંતુઓ જઇ ત્યાં આગળ ઝાડમાંને ગુણકારી રસ સંચય થાય છે. જે વજનમાં હલકો અને આકારમાં રતાળુ કે શક્કરીઆ જેવો જાડો હોય છે. એમાં લાકડાનો ભાગ નહિ હોવાથી લીલો હોય ત્યારે અથવા સૂકાયા પછી ભીંજવી રાખી તોડવાથી શક્કરીઆની માફક સરળતાથી ભાગી જાય છે. એ પ્રમાણે રસ સંચિત થઇને બનેલો જે ભાગ તેજ વાકેરીના ભાતાના નામે ઓળખાય છે.

કેટલીએક વખત આ ભાતુ કંદના સ્વરૂપમાં પણ હાથ આવે છે, પરંતુ તે અત્યંત દુર્મિલ છે. આ ભાતુ અત્યંત ઊંડાઇએથી મળતું હોવાથી તેને ખોદીને કાઢવું એ ઘણું મુશીબતભર્યું કામછે. તોપણ ચોમાસાની ૠતુમાં સહ્યાદ્રિ પર્વતમાં મોટી મોટી તેડો પડે છે ત્યારે તે નજરે દેખાય છે. આ ભાતાને કાઢી લાવી દુધમાં બાફી રાખી મૂકવાથી, એક વર્ષ સુધી તેનો ગુણ જાળવી શકાય છે. અને જો વગર બાફે રાખવામાં આવે તો ત્રણ મહીના પછી તેનો ગુણ કમી થાય છે.

આ પ્રમાણે આ ભાતુ ઘણી મહેનતે હાથ આવતું હોવાથી તેના થડ અને મૂળ વચ્ચેનો ભાગ કે જે પણ ભાતા જેવો જાડો,

ગોળ અને જડ હોય છે. તેને ભાતાને નામે આપી અજાણ્યા માણસને કેટલાએક લોકો ઠગે છે. પરંતુ ભાતુ કે જે વજનમાં હલકુ હોઈ કંદની માફક સહેલાઈથી ભાગી જાય તેવું હોય છે તે અનુભવી મનુષ્યના હાથમાં આવતાં તરતજ ઓળખી શકે છે.

જો કે વાકેરીના ભાતામાં વિશેષ ગુણ સમાએલો છે, તોપણ તેનાં બધાં અંગો વધારે ઓછા પ્રમાણમાં ગુણદાયક છે. અને તેથી તેનાં મૂળીઆં અથવા થડનો પણ વધારે દિવસ ઉપયોગ કરવાથી ફાયદો થાય છે.

**ગુણ તથા ઉપયોગ**—પ્રાચીન મહર્ષિઓએ વર્ણવેલી વનસ્પતિઓ પૈકીની આ કઇ વસ્તુ છે તેનો નિર્ણય થઇ શકતો નથી. તેથી તેનું સંસ્કૃત નામ તેમજ ગુણો લખવામાં આવ્યા નથી. માત્ર દક્ષિણના વિદ્વાન વૈદ્યો તેને "વાકેરીભાતે" ના નામથી ઓળખે છે, અને ગુરૂ પરંપરાથી મળેલા અનુભવ પ્રમાણે તેનો ઉપયોગ કરે છે. પેશાબનું કમી ઉતરવું, અચકાઇને ઉતરવું, પેશાબ ઉતરતાં દાહ થવો, લાલ, પીળો અથવા ધાતુ મિશ્રિત પેશાબ થવો, લોહી પડતા અર્શ, ગુદદ્વારનો સોજો, નાક અથવા મહોંવાટે લોહી પડવું, આખા શરીરે દાહ બળવો, ઝીણો તાવ, ખરજ, પેશાબમાં ધાતુ કે ફોસ્ફરસનું જવું, સ્વપ્નામાં વીર્યસ્રાવ થવો, મહોં આવવું. સુકી અથવા પરૂવાળી ખસ, પ્રદર, ગરમ ઔષધોની ઉષ્ણતા વિગેરે વિકારો ઉપર એનો ઉપયોગ રામબાણ ગણાય છે. તેમજ વ્રણ, નાડીવણ એટલે ભરનીંગળ ચાંદીઓ, ભગંદર, શરીરમાં જડ ઘાલીને બેઠેલું ઉપદંશ–ગરમીનું ઝેર કે જે વખત જતાં કંઠમાળ કે ક્ષયનું સ્વરૂપ ધારણ કરે છે, તેઓ ઉપર ફત્તેહમંદીથી વપરાય છે.

**વાપરવાની રીત**—સવાર, સાંઝ બન્ને વખત દર ટાઇમે બે આનીથી પાવલી ભાર જેટલું એ ભાતું લેઇ દુધ અગર પાણી સાથે ઘસીને પછી તેમાં બીજું પાંચ તોલા ગાયનું દુધ અગર ઠંડુ પાણી મેળવીને પાવામાં આવે છે. જો સાધારણ દરદ હોય તો બેતાલીશ દિવસના ઉપયોગથી નાબુદ થાય છે. ક્ષય, ભગંદર જેવાં વિકટ દરદોમાં તેનો ચાર, છ મહીના અગર તો એકાદ વર્ષ સુધી ઉપયોગ કરવો જોઇએ. જે દરદોમાં ઉષ્ણુતા વધારે હોય તેમાં કેટલાએક વૈદ્યો તેને દુધમાં ઘસ્યા પછી તેમાં થોડું એક ઘી, સાકર તથા જીરાની ભૂકી મેળવીને પણ આપે છે. વળી શરીર ઉપર પડેલી ચાંદીઓ વિગેરેમાં પીવા ઉપરાંત પાણી સાથે ઘસીને દરદવાળા ભાગ ઉપર પણ ચોપડે છે.

પાવેલના પ્રસિદ્ધ આર્યોષધિ કારખાનામાં આ ભાતુ એક રૂપીઆનું ચાર તોલાના હિસાબથી વેચાય છે, અને બીજા કોઇપણ સ્થળેથી ખરીદેલા ભાતા કરતાં તે વધારે વિશ્વાસ પાત્ર છે. માટે જરૂર હોય તેણે ત્યાંથી મંગાવવું. અગર તો કોંકણમાંથી જાતેજ મેળવી લેવું.

---

## વાંઝણી કંકોડી.

**સં.** વંધ્યા કર્કોટકી **હિં.** વાંઝખખસા, વાંઝકકોડા **મ.** વાંઝકર્ટોલી **બં.** તિતકાંકરોલ **લા.** Memordica Dioica

**વર્ણન**—એના વેલા ચોમાસે ઘણા ઊગી આવે છે. તે સુતળી જેવા પાતળા હોય છે. પાંદડાં અખંડિત અથવા ખંડિત કોરવાળાં હૃદયા કૃતિનાં, પહોળાં કે લંબગોળ અથવા થોડાં ઘણાં ત્રણથી પાંચ

ચૂણીઆં હોય છે. ફુલ પીળા રંગનાં ઊઘડે છે, પરંતુ તેમાં માદા ફુલ હોતાં નથી જેથી તેને ફળ આવતાં નથી. વેલા નીચે કંદ જેવાં મૂળ હોય છે, તે ઘણીવાર ઉપરથી જાડાં અને તળીયે પાતળાં થતાં ગાજરને મળતાં હોયછે. અને તે છ ઇંચથી એક ફુટ લાંબાં અને મ પ્રાણે એથી ત્રણ ઇંચ વ્યાસનાં અથવાતો અગડ ગઠ્ઠાં, ટુંકાં અને અનિયમિત રીતે લંબગોળ પણ હોય છે. આ મૂળીયાં જમીનમાં ઘણાં વર્ષ જીવતાં રહી શકે છે, અને તેથી દરેક વર્ષે ચોમાસાની શરૂઆતમાં તેમાંથી વેલા ફુટી નિકળે છે. મૂળનો વાસ ઊગ્ર અને સ્વાદ પ્રથમ ગળચટો અને પાછળથી કડવો લાગે છે.

ઉપયોગ—છેક પ્રાચિનકાળથી એનાં મૂળીયાં કે જે કંદ જેવાં હોય છે તેનો ઉપયોગ ઝેરના ઉપર જાણીતો થયેલો છે. અને તેથી સંસ્કૃત ગ્રંથોમાં તેનાં નાગહંત્રી, સર્પદમની, વિષ મોહ પ્રશમની વિગેરે નામો પણ મળી આવે છે. પરંતુ પ્રાચિન ગ્રંથોમાં તેનું પ્રમાણ આપવામાં આવ્યું નથી, પરંતુ અનુભવ લેતાં જણાયું છે કે:— આશરે દોઢેક તોલા જેટલો એ કંદ પાણી સાથે ઘસીને અગર વાટીને પાવાથી બે, ત્રણ મિનિટમાં સખ્ત ઊલટીઓ થવી શરૂ થઇ સાપનું ઝેર દુર થાય છે.

શોઢલ કહે છે કે વાંઝણી કંકોડીનો કંદ સ્થાવર તેમજ જંગમ એ બંન્ને પ્રકારના વિષને દુર કરે છે. અને તેથી સર્પના ઝેર સિવાય બીજાં વિષો ઉપર તેની અસર કેવી છે, તે સબંધિ અખતરા કરતાં એવો અનુભવ આવ્યો છે કે:—

એના કંદને પાણી સાથે ઘસીને ઉપર કહેલી માત્રામાં પાવાથી ઊંદરનું તેમજ ભીંતગરોડીની લાળનું ઝેર ઊલટી વાટે નિકળી જાય

છે. જેથી ઊંદરવાની પીડા નાબુદ થાય છે.

એક શખ્સને કંઇ ઝેરી જાનવર કરડેલું જેથી તેના પગે સોજો આવેલો હતો. એના ઉપર દશાંગ લેપ વિગેરેના ઉપયોગથી કંઈપણ ફાયદો થતો નહોતો. પરંતુ સદરહુ કંદને પાણી સાથે ઘસી ચોપડવાથી માત્ર બાર કલાકમાંજ સોજો, બળત્રા વિગેરે શમી જઈ તદ્દન આરામ થયો હતો.

જે સ્ત્રીને કોઠે રતવાનું દરદ હોય અને તેથી તેનાં બાળકોને જો એ દરદ લાગુ પડી મરી જતાં હોય તો, પાણી સાથે આશરે ના થી ાા તોલા જેટલો આ કંદ ઘસીને દરરોજ પાવો. એમ પંદરેક દિવસ પીવાથી રતવા ગડગુમડ વિગેરેનું દરદ નાબુદ થાય છે.

હાથ રસની કુટેવથી નપુંસક સ્થિતિમાં આવી પડેલા એક દરદીને પુરૂષાતન લાવવા કોઈ અનાડી વૈદ્યે મોટી માત્રામાં સોમલ ખવડાવેલો; જેથી તેને અત્યંત દાહ ઉત્પન્ન થઈ આખું શરીર પક્ષઘાતની માફક રહી ગયું. અને રૂધિરનો રંગ કાજળ જેવો થઈ શરીર એકદમ શોષાવા લાગી જીંદગીની આશા છોડી દેવામાં આવી. સદરહુ વૈદ્યરાજે એની શાન્તિ માટે બીજા અનેક ઉપચારો કરવાની સાથે ત્રણ, ચાર મણ તાંદળજાનો રસપણ એ દરદીને પાયો હતો, પરંતુ તેનાથી માત્ર દાહની કંઈક શાન્તિ થવા ઉપરાંત બીજો કંઇ ખાસ ફાયદો થયો નહોતો. અને દરદીની જીભ, ગળું વિગેરે દીન પ્રતિદીન જડ થતાં જવાથી કંઇપણ ખોરાક લેઇ શકાતો નહોતો. માત્ર દુધ પણ મુશ્કેલીથી ઉતારી શકાતું હતું. આવી સ્થિતિમાં જોળીમાં નાંખી તે દરદી અમારી પાસે લાવવામાં આવ્યો. અમે કેટલોએક વિચાર કર્યાબાદ વાંઝણી કંકોડીનો કંદ, વેવનો

કંદ, સરસડાની છાલ અને ઊખરાનાં પાંદડાં એ બધાં સરખા ભાગે મેળવી તેમાંથી સાંઝ, સવાર ચાર, ચાર તોલા લેઇ રીતસર ઊકાળો કરી આપવા માંડયો. અને તેથી ધીમે ધીમે સોમલનું ઝેર દુર થઇ શરીર પ્રથમના જેવું સ્વસ્થ થયું. ત્યાર બાદ યોગ્ય અનુપાન સાથે સોનાની ભસ્મ આપવામાં આવી. જેથી હાથ રસની કુટેવથી થયેલી વિક્રિયાપણુ દુર થઇ.

વળી વાંઝણી કંકોડીનો કંદ તોલા બે. મીંઢોળનો ગર્ભ તોલો એક, ખાખરાના મૂળની છાલ તોલો એક, આસંધ તોલો એક, કાળી પાટનું મૂળ તોલો એક, ઇંદ્ર વારણીનું મૂળ તોલો એક, આકડાના મૂળની છાલ તોલો એક, કડવી ઘીલોડીનો ગર્ભ તોલો એક, તથા મોરચુથુ તોલો એક લેઈ સાથે મેળવી ચૂર્ણ કરી રાખવું. તેમાંથી ૦ાા તોલા જેટલું ચૂર્ણ ગરમ પાણી અથવા દુધ સાથે આપવાથી ઉલટી થઈ સ્થાવર જંગમ દરેક જાતનું ઝેર નિકળી જાય છે.

રસરત્ન સમુચ્ચયકાર કહે છે કેઃ—

**वंध्या कर्कोटकी कंदं भक्ष्यं क्षौद्रसितायुतम् ॥**
**अश्मरी हन्तिनो चित्रं रहस्यंहि शिवोदितम् ॥**

વાંઝણી કંકોડીના કંદને સુકાવી ચૂર્ણ કરી તેમાંથી દર વખતે ૦ા તોલો ચૂર્ણ લેઇ, મધ અને સાકર સાથે ખાવાથી પથરીનું દદ મટી જાય છે. એમાં કંઇપણ આશ્ચર્ય પામવા જેવું નથી. શીવે કહેલો આ પ્રયોગ ગુપ્ત રાખવા જેવો છે.

---

# શરપંખો.

સં. શરપુંખા, પ્લીહારી. હી. સરફોકા. મ. ઉન્હાળી. લા. T. Purpurea.

વર્ણન—શરપંખાના છોડવા એકથી બે ફીટ વધે છે, અને તેમાંથી ઘણી શાખાઓ નિકળે છે; જે અડધી ઉંચી અથવા છાતલાની માફક પસરાતી હોય છે. તેમાં ગળીનાં ઝાડને મળતાં પાન આવે છે, જે આડાં તોડવાથી સીધાં ન તુટતાં પાનની વચમાં ખાંચ પડીને તુટે છે. એ ઉપરથીજ એનું શરપુંખ એટલે બાણની પણછ એવી ઉપમાવાળું નામ પડેલું છે. એનાં ફુલ પતંગીઆ આકારનાં, સુંદર ગુલાબી કે જાંબુડા રંગનાં ચોમાસે આવી શિયાળામાં તેની શીંગો પાકી જાય છે. એના કેટલાએક છોડવા તેમજ શીંગો ઉપર ધોળા વાળની રૂંછાળ વિશેષ હોય છે, ભીનાશવાળી જગ્યામાં ઘણું કરી બારેમાસ ફુલો ઉઘડે છે.

ઉપયોગ—એનાં બીજને ખાંડી જેવી રીતે ખાખરાનાં બીજનું તેલ કાઢવાને લખવામાં આવ્યું છે તેવીજ રીતે પાતાલયંત્રથી અગ્નિ આપી તેલ કાઢી લેવું. પછી એ તેલ તથા શુદ્ધ કરેલો પારો એ બે સરખા ભાગે લેઇ એક કલાક સુધી તેઓને એક બીજા સાથે ઘુંટી, પછી ચીનાઇ માટીની પાકી કુલડી કે જે સોની લોકો સોનું ગાળવાના કામમાં વાપરે છે તેમાં ભરવું. બાદ એક લોખંડનું કોડીયું લેઇ તેમાં વાટેલો સિંધવ ભરી એ સિંધવના વચ્ચે પેલી માટીની કુલડી રાખવી. અને તેના ઉપર ઢાંકણું ઢાંકી ઉપર બીજું સિંધવ લુણ ભરી, તેના ઉપર લોઢાનું બીજું કોડીયું ઢાંકવું. સિંધવ એટલે ઉંચે સુધી ભરવો કે ઉપરનું ઢાંકણું પણ જાણે સિંધવથી ભરીને

જ ઉંધું ઢાંકયું હોય તેમ ઉપરના લોખંડના કોડીયામાં પણ સિં-ધવ લાગેલો રહે. પછી તેને ચુલે ચુઢાવી છ પ્રહર સુધી ઘીના દી-વાની આંચ આપવી. અને પછી અગ્નિ બંધ કરી સંપુટ શિતળ થયે પારાને કાઢી લેવો. જે ગોળીના સ્વરૂપમાં સ્થિર થએલો મ-ળી આવે છે.

વળી ઉપર મુજબ પાતાળ યંત્રથી કાઢેલા એના બીજના તે-લને ખરજવાં વિગેરે ચામડીનાં દરદો ઉપર લગાડવાથી અતિશય ફાયદો થાય છે.

આ શિવાય બરોળની વૃદ્ધિ, તાવ, ગાંઠ, ઉધરસ, દમ, ઉપદં-શની બીજી અને ત્રીજી સ્થિતિ, તાજું તેમજ જુનું સીળસ, જુનો પ્રમેહ, પ્રદર, ઊંદરનું ઝેર વિગેરે દરદો મટાડવામાં એની અસર રામબાણ છે. આ કામ માટે એનાં મૂળ તથા કાસુંદરાનાં મૂળ સ-રખા ભાગે લેઇ ખાંડી બારીક ચૂર્ણ કરવું. અને તે બે આનીભાર થી ૦। તોલા જેટલી માત્રામાં દિવસમાં બે વખત પાણી સાથે આપવું.

એના ઊપયોગથી કોઇ કોઇ દરદીને વખતે જીવ મોળો પડી મોળ છુટે છે, અને મહોડામાંથી પાણી છુટે છે અગર એકાદ હલકી ઉલટી થાય છે. જો એમ થાય તો ગભરાવું નહિ. કેમકે હમેશાં દવા લેવાનું શરૂ રાખવાથી પ્રકૃતિને અનુકુળ આવી એ ઉપદ્રવો બંધ થાય છે, અને શરીરમાંથી અનેક રોગોના સુક્ષ્મ જંતુઓ નાશ પામીને રૂધિરમાંનો મળ પેશાબ તથા પરસેવા મારફતે નિકળી જાય છે. તેમજ ગર્ભસ્થાન, રજ, અને વીર્યના દોષોનું શોધન થઇ પ્રમેહ ઉપદંશ વિગેરેના દોષથી વંધ્યત્વ ભોગવતી સ્ત્રીઓને ગર્ભોત્પત્તિ થાય છે.

---

# સાપ.

**સં** સર્પ. **હિં.** સાંપ **ઇં.** Snake.

**વર્ણન**—સાપ એ પ્રાણીના ડંખ વડે દર વર્ષે હજારો મનુષ્યોના પ્રાણ જતા હોવાથી સર્વત્ર પ્રસિદ્ધ છે.

**ઉપયોગ**—આ પ્રાણી જેટલું ભયંકર, નિર્દય, હિંસક અને પ્રાણ ઘાતક છે; તેટલુંજ ઉપયોગી પણ છે. વાતરકત–પતનું દરદ કે જે બીજાં અનેક ઔષધો વાપરવા છતાં પણ મહા મુસ્કેલીએજ મટી શકે છે, તે આ પ્રાણીની ચરબીનું માલીસ કરવાથી અજાયબ રીતે નાબુદ થાય છે. આ કામ માટે ચરબી કાઢવાની રીત એવી છે કેઃ—એક તરતના મુએલા સાપના શરીરમાંથી ઝેરની થેલી, આંતરડાં, કલેજું વિગેરે ભાગ દુર કરી, કેવળ માંસના ભાગને પાણી સાથે સારી પેઠે ઉકાળી ગળી લેવાથી તે પાણી ઠંડુ થયે તેના ઉપર ચરબીનો ભાગ ઠરેલા ઘીના જેવો જામી જાય છે, તે કાઢી લેઈ ઉપયોગમાં લેવો.

વળી ઝાંખ, પડળ, નજલો વિગેરે કારણોથી આંખે આવેલા અંધાપા માટે પણ તે અદભુત ઔષધ હોઇ નીચેની કૃતિથી ઉપયોગમાં લેવાય છે.

એક કાળા નાગને ચીરી તેના પેટમાંથી ચરબીનો ભાગ કાઢી લઇ, લોઢાની કડછીમાં મૂકી અંગારાં ઉપર ગરમ કરવાથી તેમાંથી તેલનો ભાગ જુદો છુટો પડશે; તે બારીક કપડા વડે ગાળી લેઈ એક બાટલીમાં રાખવો. બાદ સંધેસરાનો રસ કાઢીને તે રસ એક માટીના કોડીયામાં ચોપડવો, અને તે કોડીયાને છાંયે સૂકવવું. આવી રીતે તે કોડીયાને ત્રણ, ચાર પુટ સંધેસરાના રસના પાવા. બાદ

આ કોડીયામાં ચરબીનું તેલ રેડવું, અને ૩ની આંગળ જેવી જાડી વાટ તેમાં મૂકવી. પછી તે વાટ ઉપર તેમજ આસપાસ ચણકબાબ તોલો ૦I, એલચી તોલો ૦I, અને બરાસ વાલ એક, એ ત્રણેની ભૂકી ભભરાવવી. પછી વાટ સળગાવી દીવો કરવો, અને તેના ઉપર બીજું માટીનું કોડીયું ધરવું; જેથી ઉપલા કોડીઆમાં કાજળ પડશે. તે કાજળ કાચના બુચવાળી શીશીમાં ભરી રાખવું. જે એકાદ, બે માસ આંજવાથી ઉપરોકત દરદોથી આવેલો અંધાપો દુર થાય છે.

કાળો સુરમો, શંખ ભસ્મ અને નિર્મળીનાં બીજ એઓનું ચૂર્ણ કરી સાપની ચરબી સાથે ખરલ કરી ગોળો બનાવવો. તેના ઉપર એરંડાનાં પાન વીંટાળી કપડમટીનો થર ચડાવી હલકા અગ્નિ એટલે અંગારાં વચ્ચે મૂકવાથી, માટીનો રંગ પાકીને લાલ થાય એટલે બહાર કાઢી, શિતળ થયે માટીનો ભાગ દુર કરી ઔષધને લેઇ ફરીથી ખરલ કરી રાખી મૂકવું. એ ઔષધનું અંજન કરવાથી પણ પડળ, ઝાંખ, છાયા, મોતીઓ નજલો વિગેરે દુર થઈ દૃષ્ટિનું તેજ વધે છે.

માત્ર આ પ્રાણીની ચરબીજ ઉપયોગી છે એમ નથી. પરંતુ બીજાં અંગોનો પણ વિધવિધ ઉપયોગ થાય છે. એક મુએલા સાપને બાળી બનાવેલી રાખ બહેડાંના બીજના તેલ સાથે મેળવી શરીરે ચોપડવાથી કરોળીયા, સુકા ધોળા કોઢ વિગેરે દુર થાય છે. વળી:—

સાપની કાંચળી તોલો ૦I, સિંદુર તોલો ૦I, કપીલો તોલો ૦I, એલચી તોલો ૦I, રાળ તોલો ૦I અને કરંઝીયું તેલ તોલો ૦II લેઇ, પહેલાં સિંદુર, એલચી, રાળ, કપીલો તથા સાપની કાંચળીને કુટી કપડછાણુ કરી તેને કાંસાના વાડકામાં કરંઝીઆ તેલ સાથે

ઉકાળી મલમ જેવું બનાવવું. પછી તેનો ચોપડવામાં ઉપયોગ કરવાથી કંઠમાળનું દરદ બેસી જાય છે. તેમજ ભગંદર પણ દુર થાયછે.

સાપની કાંચળીની રાખ, હરડે, બહેડાં, આંમળાં, રાળ,સાણુ, હીંગળોક, હીંગ, પારો, ગંધક, કપાસનાં મીંજ, રાયણનાં મીંજ અને મોરથુથુ એ બધાં સરખા વજને લેઇ ઝીણાં વાટી લસણના રસમાં ગોળી વાળવી. જે તુળસીના રસ સાથે ઘસી આંખમાં આંજવાથી મૂર્છા, હીસ્ટીરીયા, ભૂતોન્માદ વિગેરેની બેશુદ્ધિ દુર થાયછે.

આ સિવાય વળી સાપનું ઝેર એ ત્રિદોષ, કોલેરા વિગેરે માટે દીવ્ય ઔષધ છે. સારામાં સારા વૈદ્યો અને ડોકટરોએ આશા મૂકી છોડી દીધેલા કેસો પણ એનાથી સારા થાય છે. આ દરદો માટે તેનો ઉપયોગ કેવી રીતે થાય છે, તે બીજા પ્રસંગે બતાવવામાં આવશે.

---

## સેમળો.

સં. સાલ્મલી, હિં. સેમલ, મ. સાંવરી, શેંવૂરી, ઇં. Silk cotton tree, Salmalia malabarica

**વર્ણન**—સેંમળાનાં ઝાડ જંગલમાં ઘણાં થાય છે. એ ઘણાં ઊંચાં અને બહોળા વિસ્તારવાળાં થતાં હોઇ, એનાં ઝાડ ઉપર મજબુત પડઘીવાળા શંકુ આકારના મોટા કાંટા હોય છે. શાખાઓના છેડે પાનના ઝુમખા આવેલા હોઇ, તે દરેક ઝુમખામાં પાંચથી સાત પાંદડાં ચારથી બાર ઇંચ લાંબાં અને ૦॥ થી ચાર ઇંચ પહોળાં હોય છે. એ પાંદડાં શિયાળામાં ખરી જઇ એને વસંત

બેસતાં રાતા રંગનાં કમળના જેવાં મોટાં ફુલો આવે છે. અને ત્યારબાદ એને આકડાના જેવાં ફળો લાગે છે, જે સુકાઇ જઇ ફાટે છે ત્યારે તેમાંથી રૂ નિકળે છે. એ ઝાડના ગુંદરને મોચરસ કહે છે. આ ઝાડ સર્વત્ર પ્રસિદ્ધ છે.

**જડીબુટ્ટી તરીકેનો ઉપયોગ**—એનાં ફુલ સ્ત્રીઓના પ્રદર માટે રામબાણ ઇલાજ માલમ પડયો છે. અને તેની નીચે મુજબની બનાવટ આપવાથી અસાધ્ય પ્રદર પણ દુર થાય છે.

આંબળાનો રસ તોલા ૮૦, વિદારીકંદનો રસ તોલા ૮૦, સેમળનાં ફુલનો રસ તોલા ૮૦, શતાવરીનો રસ તોલા ૮૦, અને ડાંગર, શેરડી, ડાભ કાસ અને મુંજ એ પાંચેનાં મૂળ સરખા ભાગે લેઇ તેઓને ખાંડી અથવા ઊકાળી કાઢેલો રસ તોલા ૮૦, ગાયનું ઘી તોલા ૮૦ એ બધાં સાથે મેળવી ઉકાળતાં રસ અને દુધનો ભાગ બળી જઇ ઘી માત્ર બાકી રહે ત્યારે ઊતારી ગાળી લેઈ, તે ઠંડુ થયે તેમાં જેઠીમધ, નસોતર, જવખાર, વરધારો એ દરેકનું ચૂર્ણ ચાર, ચાર તોલા, સાકર બત્રીસ તોલા તથા મધ બત્રીશ તોલા મેળવવું. પછી તેમાંથી સવાર, સાંઝ ૦ાા થી બે તોલા જેટલું ઘી ચાટવું. તીખા, ખાટા, ખારા, જડ અને ગરમ પદાર્થોનો ત્યાગ કરવો.

આ ઉપરાંત આ ઉપાય ચાલતો હોય ત્યારે નીચે પ્રમાણે દવાઓની સોગઠી બનાવી પહેરવાના ઉપયોગમાં લેવાથી જલદી ફાયદો થાય છે.

માયાંકાંટાળાં, ફુલાવેલી ફટકડી, લોદર, ધાવડીનાં ફુલ, બાવ-

જની પાલી, આમળાં, કમળકાકડી, જાંબાનાં બીજ, આંબાની ગોટલી, હીરાકસી, ઉંબરાનાં કાચાં સુકાં ફળ, વડની કુંપળો, અરડુસીનાં પાંદડાં, આસોપાલવની છાલ, દાડમની છાલ, વાવડીંગ, ઇંદ્રજવ, બાબરાનો ગુંદર, સેંમળાનો ગુંદર, ચંમેલીનાં પાંદડાં અને ખેરસાર એ બધાં સરખા ભાગે લેઇ બારીક ચૂર્ણ કરી અરણીના રસમાં ખરલ કરી ચણીબોર જેવડી ગોળી વાળવી. જે સૂકાયા પછી એક ગોળી ભાગીને જરા ગોળ ભેળવી ઘણાજ જુના રૂમાં વીંટી ગોળી જેવું બનાવીને પહેરવું.

---

## સંધિની.

સં. સંધિની, મ. માલેબંધ.

**વર્ણન**—આ ઝાડની ઉંચાઇ એક વેંતથી એક હાથ પર્યંતની હોઇ પાંદડાં એક આંગળ લાંબાં હોય છે. માત્ર દક્ષિણ કોંકણમાંજ એની ઉત્પત્તિ થતી હોવાથી બીજી ભાષાઓમાં એનાં નામ મળી શકયાં નથી. ઝાડ ઉપર એનું પાંદડું અડધમાંથી તોડીને પાછું મેળવી દેવાથી તરતજ સંધાઇ જાય છે, એ તેની ખાસ ઓળખાણ છે.

**ઉપયોગ**—લક્ષ્મણજીને પ્રાપ્ત થયેલી મૂર્છા વાળવાના પ્રસંગે, હૃદયનો વ્રણ રૂઝાવવાને માટે સુષેણ વૈદ્ય તરફથી વપરાયેલી સંધિની નામની વનસ્પતિ કે જે રામાયણમાં વર્ણવવા આવી છે; તે આજ હોય એમ અનુમાન થાય છે. કારણ કોઇ પણ જાતના જખમ અગર હાડકાના ભાગવા ઉપર, એનાં પાંદડાં વાટીને બનાવેલી

ચેપવી મૂકી તે ઉપર પાટો બાંધવાથી, ગમે તેવો ભયંકર જખમ હોય તો પણુ તેમાંથી વહેતું લોહી તત્કાળ બંધ થઇ; ત્રણુ દિવસમાંજ તે જખમ ભરાઇ આવે છે. કદાચ લીલાં પાંદડાંને બદલે સૂકાં પાંદડાં મળે તો, તેને પાણી સાથે વાટી ઉપયોગમાં લેવાથી પણુ તેવીજ અસરે કરે છે. માટે દરેક ચિકિત્સકે પોતાના ઔષધાલયમાં તેનો સંગ્રહ કરવા પ્રયત્નશીલ થવું જોઇએ.

---

## સંઘેશરો.

સં. સિદ્ધેશ્વર, મ. અકંટકશ્વેતશેવરી, હિં. જેત, બં વૈજયંતી, ક. રવાસીન.

**વર્ણન**—એનાં ઝાડ ૧૫ થી ૨૫ ફુટ ઊંચાં થાય છે. તેમાં ન્હાની, ન્હાસી લીસી અને ચળકાટવાળી ઘણી શાખાઓ હોય છે. પાંદડાં બાવળની માફક સળી ઉપર આવેલાં હોઇ લંબાઇમાં ૦ાા ઇંચથી થોડાંક ટુંકાં અને ⅛ ઇંચ પહોળાં હોય છે. ફુલ આવતી વખતે આ ઝાડની બે જાતો નજરે પડે છે. એક જાતને ધોળાં ફુલ આવે છે, અને બીજીને પીળાં આવે છે. બન્ને જાતનાં ફુલ મ્હોટાં એટલે લગભગ બે ઇંચ વ્યાસનાં હોઇ, તે વસંત ઋતુથી ચોમાસા સુધી આવે છે. ત્યાર બાદ શીંગો બેસે છે, જે ચપટી, ૪થી ૮ ઈંચ લાંબી અને ૦ા એક ઇંચ જેટલી પહોળી હોય છે. શીંગો કાચી હોય ત્યારે લીલાશ લેતા પીળા રંગની અને સફેદ

વાળની રૂવાટીવાળી હોય છે. પરંતુ પાકેછે ત્યારે ભુરાશ લેતા રાતા રંગની થઇ જાય છે. તેની અંદર લંબગોળ, ભુરા રાતા રંગનાં, બન્ને પાસે જરા દબાએલાં બીજ હોય છે. ધોળાં ફુલ વાળી જાતના વળી બે પ્રકાર છે.

પહેલા પ્રકારના ઝાડનાં મૂળની છાલ લાલ હોય છે, પરંતુ અંદરનો ગર ધોળો હોય છે. એનાં ફુલ બીજા પ્રકારના ઝાડના ફુલ કરતાં જરા ન્હાનાં હોય છે. મૂળીયું ભારે હોય છે.

બીજા પ્રકારનાં ઝાડને જરા મ્હોટાં ફુલ થાય છે. મૂળની છાલ પીળાશ પડતી ધોળી હોય અંદરનો ગર પીળો થાય છે. આ જાતનું મૂળ પહેલા પ્રકાર કરતાં હલકુ હોય છે. આ જાતનાં મૂળીયાં લીલી અને સુકી બન્ને સ્થિતિમાં વિશેષ ગુણકારક છે.

પીળાં ફુલવાળી જાતનાં મૂળીઆં લીલાં હોય છે ત્યાં સુધીજ ધોળાં ફુલવાળી જાત જેટલાં ગુણદાયક હોય છે. પરંતુ સૂકાઇ ગયા પછી તેટલાં ગુણદાયક રહેતાં નથી.

**सिद्धेश्वरो हिमः स्निग्धः ग्रन्थि नाडीव्रणा पहः ॥**
**वात व्याधिहरश्चैव त्रिदोषामय नाशनः ॥**

સંધેશરો શિતળ, સ્નિગ્ધ તથા ગાંઠ, નાડી વ્રણ, વાયુનાં દરદો અને ત્રિદોષનો નાશ કરનાર છે.

પ્રાચીન નિઘંટકારોએ માત્ર એના એટલાજ ગુણો વર્ણવ્યા છે. અને વ્યવહારમાં પણ એનાં પાંદડાંને વાટી થેપલી બનાવી ગડ, ગુંમડ, ગાંઠ વિગેરે ઉપર બાંધવાં કે જખમ ઉપર મૂકવાં, તથા વા-

સુધી ઝલાએલા સાંધાઓ માટે વાટીને પીવા વિગેરે સાધારણજ ઉપયોગ થાય છે. પરંતુ જડી બુટ્ટીઓ સબંધિ શોધખોળ કરનારા-ઓને એનું મૂળીયું વીંછીના ડંખનું ઝેર ઉતારવાના કામમાં ઘણું અકસીર માલુમ પડયું છે.

નામદાર ગાયકવાડ સરકારના માજી ચીફ મેડિકલ ઑફીસર ડૉક્ટર સરભાલચંદ્ર કૃષ્ણા ભાટવડેકર સાહેબે, એ મૂળીઆ સબંધિ પોતાને મળેલા અનુભવનો હેવાલ સને ૧૮૮૦ ના સપટેમ્બર માસ-માં થીઓસોફીસ્ટ પત્રમાં પ્રકટ કરેલો છે. તેનો સાર વાંચકોની ખાત્રી માટે અત્રે આપવામાં આવે છે.

તેઓ સાહેબ જણાવે છે કે સને ૧૮૭૮ના ફેબ્રુઆરી માસ-માં રાવ બહાદુર જનાર્દન સખારામ ગાડગીલે, વિંછીના ઉતાર તરીકે પંકાતુ એક મુળીયું મને આપ્યું. ઔષધ તરીકે મને આપતા અગાઉ ઘણીક વખતે તેઓ સાહેબે અજમાવી જોયું હતું. તેમજ મને પણ તેની પરીક્ષા કરવાના ઘણા પ્રસંગ મળ્યા. જેમાં હું ક્વ-ચીતજ નાઉમેદ થયો છું. આ પ્રમાણે એ મુળીયાના ગુણ વિષે અમારા બંનેની ખાત્રી થઇ, તેથી અમે ધાર્યું કે તેની બહોળી અજ-માયેશ કરવી જોઇએ; એ માટે તેના કકડા આ રાજ્યમાંના ઔ-ષધાલયોમાં મોકલ્યા.

જુદાં જુદા ઔષધાલયોમાં થઇને કુલ ૮૦૪ મનુષ્યો - ઉપર-જુદી જુદી જાતના વિંછીના ડંખ પાટે તેને અજમાવવામાં આ-વ્યું, અને બધે ઠેકાણે નિયમસર નોંધ રાખી હકીકત માગવામાં આવી. તેનું પરિણામ એ આવ્યું કે કુલ ૮૦૪ દરદીઓમાંથી માત્ર ૧૧ દરદીને આરામ થયો નહોતો. આથી જણાય છે કે સેંકડે

૯૮.૬ નેં આરામ થએલો છે, અને ૧-૪ ને થયો નથી આ પરીણાંમ સંતોષકારક છે. માત્ર ૧૧ દરદીને આરામ નહી થવાનું કારણ વખતે દરદીમાં કે તેના વૈદ્યમાં મંડયા રહેવાની ખામીના લીધે થયું હશે.

જે મુળીયામાં આ ગુણ છે તે કીયા ઝાડનું મુળ એ જાણવું આવસ્યકીય છે. ગુજરાતીમાં જેને સંધેસરો અથવા સંધેસરાના નામથી ઓળખે છે તે ઝાડનું એ મુળ હતું. આ સંધેસરીની બે જાત છે. એક ધોળા ફુલવાળી અને બીજી પીળાં ફુલવાળી. તેમાં ધોળાં ફુલ વાળી વિશેષ ઉપયોગી છે. કારણ પીળી જાતનાં મુળ સુકાઈ ગયા પછી વિશેષ ગુણદાયક રહેતાં નથી. જો કે રાજેશ્રી નાટેકરે આ મુળીયાંની જાતો મને જુદી પાડીને આપી નહોતી. તેથી ઉપર જે ૮૦૪ દરદી ઊપર અજમાયશ બતાવેલી છે તેમાં બધી જાતનાં મુળ વપરાએલાં હતાં, અને તેથીજ કદાચ ૧૧ દરદીને આરામ નહી થયો હોય.

મી. નાટેકર કહે છે કેઃ—ઝાડમાંથી મુળીયાં જે વખતે કાપવામાં આવે તેને અનુસરીને તેમાં વધારે ઓછો ગુણ હોય છે. તેઓ કહે છે કે સુર્યાસ્ત થવા માંડે ત્યારે એટલે પાછલા પોહોરના ત્રણ વાગ્યા પછીથી સાંજ સુધીમાં એ મુળીયું કાપવું જોઇએ. વળી તેમનું કહેવામાં છે કે બીજા કોઈ દીવસ કરતાં રવીવારે કાપવું ઠીક છે, આનું કારણ સાંજની વખતે ઝાડના તમામ ભાગમાં રસનું ફરવું સમાનતાથી થતું હશે એમ કદાપી હશે.

ઝાડના મુળમાંથી ત્રણ, ત્રણ ચાર ચાર તસુના કકડા કાપી તેને ધોઇ ને સાફ કરી ઉપયોગમાં લેવાય છે. તેનો ઉપયોગ કર-

વાની રીત ઘણી સરળ છે, પરંતુ દેખીતી અશાસ્ત્રિય છે. જ્યાં સુધી વીંછી ચડયો હોય ત્યાંથી તે ડંખ સુધી આ મુળીયું ફેરવવું. મુળીયાનો એક છેડો શરીર તરફ શરીરની નજીક, પરંતુ અડકે નહી એટલા અંતરે એટલે પા તસુના અંતરે રાખી ધીમે ધીમે ફેરવવું. અવળી દિશામાં ફેરવવું નહી. થોડીવાર ફેરવ્યા પછી દરદ ડંખમાં આવી જાય છે, પછી તે મુળીયું ડંખમાંથી દરદ નાશ થાય ત્યાં સુધી ઉપર ધરી રાખવું. એમ કરવા છતાં થોડી વારમાં ડંખમાંથી દરદ નાશ ન પામેતો મુળીઉં પાણીથી ઘસી ડંખ ઉપર ચોપડવું. આમ કરવાથી જો દરદ પાછું ફેલાય તો પ્રથમ પ્રમાણે મુળીયું ફેરવી ઉતારવું,

એ પ્રમાણે કરવાથી ઘણાખરા કેસોમાં માત્ર અડધા કલાકમાં આરામ થઇ જાય છે. પરંતુ જો ડંખ ભારે હોય છે, તો દરદને ડંખમાં લાવી મુકવાને એક કલાક અથવા કંઇક વધુ વખત લાગે છે. માટે તેવા પ્રસંગે દરદી અને વૈદ્યે મંડયા રહેવું આવસ્યકછે.

જ્યારે મુળ સુકાઇ જાય છે, ત્યારે ધારેલો ફાયદો કરતું નથી. માટે તેને થોડીવાર ભીંજાવી ઉપયોગમાં લેવું જોઇએ.

મારી જાતના અનુભવમાં આજ મૂળીયું ૧૦૦ દરદીને અજમાવતાં ફકત બે દરદીને આરામ થયો નહોતો.

વીંછીના ઝેરના ઉપાયો ઘણા છે, પરંતુ તેમાંના વખતસર મળી શકતા નથી, જે મલે છે તેઓથી ફાયદો ઘણું કરીને થતો નથી. તેના કરતાં ફાયદા એ છે કે, જ્યાં જોઇએ ત્યાં તે તેનો ઉપયોગ કરવાની રીતે સહેલી

ગુણુ જાળવી શકાય છે, અને તેના ઉપયોગથી સંતોષકારક પરીણામ આવે છે.

ડૉ. સર ભાલચંદ્ર સાહેબના આ અભીપ્રાય ઉપરાંત અમે પણુ ઘણા લાંબા વખતથી ઘણા દરદીઓ ઉપર આ મુળની અજમાયશ લીધી છે, અને તેનું પરીણામ ઘણું સંતોષકારક આવ્યું છે. માટે દરેક વાચકે તેનો બોહોળો ઉપયોગ કરી પોતપોતાનો અનુભવ જનહીત કાજે પ્રસિદ્ધ કરવો જોઇએ.

તન, મન અને ધનના અથાગ ભોગે પ્રાપ્ત કરેલું જડીબુટ્ટીઓ સબંધિ જ્ઞાનના સ્વલ્પ ભાગનું દિગ્દર્શન આ પુસ્તકમાં પ્રગટ કરવામાં આવ્યું છે. અને બાકીનો ભાગ પ્રસંગોપાત્ પ્રકટ કરવામાં આવશે. કંઈ પણ ગુરૂભાગ રાખ્યા સિવાય જેટલા શુદ્ધ અંતઃકરણથી આ પુસ્તક લખવામાં આવ્યું છે, તેવાજ શુદ્ધ મનથી દરેક અનુભવી વિદ્વાન્ વૈદ્યરાજો પોતપોતાનો અનુભવ પ્રગટ કરવાનો ઊત્સાહ ધરાવે " તો બેશક ! થોડાજ સમયમાં આર્ય વૈદ્યકને પોતાની પ્રાચિન દીવ્ય સ્થિતિ પ્રાપ્ત થયા વિના રહે નહિ." ઇશ્વરકૃપાએ એ દિવસ સદ્ય આવે !

આ પુસ્તક વાંચ્યા બાદ તે સબંધી અભિપ્રાય જણાવવાને માટે, તેમજ પોતાને આ પુસ્તકમાં આપેલા અગર બીજી જડીબુટ્ટીઓ સબંધિ કંઇ વિશેષ જ્ઞાન હોય તો તે લખવા, દરેક સુજ્ઞવાંચકને વિનંતિ કરવામાં આવે ' પુસ્તકની પુનરાવૃત્તિમાં યોગ્ય સુધારો થઈ બીજા ભાગોમાં યોગ્ય સહાય મળી શકે.

# પશુચિકિત્સા.

ડેમી આઠપેજી પૃષ્ઠ ૩૦૦. ગ્લેઝ કાગળો. પાકું પુંઠું કિંમત રૂા. ૧-૪-૦ સવા. પોષ્ટેજ જૂદું.

(મળેલા અસંખ્ય અભિપ્રાયોમાંથી માત્ર એકાદ, બે ).

આજકાલ ખરવાસ, મોવાસ, બળીઆ, ગાંઠ વિગેરે વિધવિધ દરદોથી સેંકડો ગાયો, ભેંસો, બળદો વિગેરેનો સંહાર વળી જાય છે. તેવા પ્રસંગે જો આ પુસ્તકમાં બતાવેલા ઉપાયોનો ઉપયોગ કરવામાં આવે તો, બેશક મુંગા પ્રાણીઓ ઊપર ઉપકાર થઈ ઢોરના ધણીઓને તેમજ દેશને અનહદ ફાયદો થયા સિવાય રહે નહિ.

**પિતામ્બર શંભુરામ જોશી.**

કામદાર તાલુકે વડાગામ—મહીકાંઠા.

દરેક સાધારણ મનુષ્ય પણ બરાબર સમજી શકે એવી સરળતાથી આ પુસ્તક લખવામાં આવ્યું છે. ઉપાયો અસરકારક હોઇ સહેલાઇથી બની શકે તેવા છે. દરદોની સારવાર ઉપરાંત વળી ઢોરની ઓલાદ કેમ સુધારવી ? ઘી, દુધની પેદાશ કેવી રીતે વધારવી. દરદો થતાં કેવી રીતે અટકાવવાં ? વિગેરે ઉપયોગી વિષયો ચર્ચવામાં આવ્યા છે.

**ઠાકોરશ્રી અમરસિંહજી.**

તાલુકે દધાલીઆ મહીકાંઠા.

બળીઆ અને ખરવાસના દરદથી જ્યારે સેંકડો ઢોરોનો ... આ પુસ્તકમાં બતાવેલો એક સાદો ઉપાય ... ઢોરનું નુકશાન થયું નહોતું.

**... નપુરી રામપુરી.**

... નો મઠ.